# પ્રસ્તાવના

અમને જણાવવાને ઘણીજ ખુશાલી ઉપજે છે કે, આ ચોપડીના પેહલા અને બીજા ભાગની સાતશો સાત શો દરેકની નકલો ખપાવી લોકોએ અમને સારો આશરો આપ્યો છે. પહેલા અને બીજા ભાગમાં અશુદ્ધ ઘણું રહી ગયાથી કેટલાક સાહેબોએ અમારી ઉપર મહેરબાની કરી લખી મોકલ્યું હતું તેથી આ વખત વધારે તપાશી શુદ્ધ કરવાની કોશેશ કીધી છે. આ ચોપડીનો આ ત્રીજો ભાગ ઘણોજ મોડો નીકલ્યો છે તેથી આશા છે કે, સુજ્ઞ ગ્રાહકો અમને માફ કરશે. મને આ કામમાં મદત આપતા મારા એક યુવાન મીત્રના દુ:ખદાયક મરણથી એ કામ મેં બંધ પાડયું હતું. પણ કેટલાક ઉત્સાહી મિત્રોની ભલામણથી અને બીજા એક ઉત્સાહી મિત્રની સાહ્યતાથી આ લઘુ પુસ્તકનો ત્રીજો ભાગ મેં હાલ છપાવી બહાર પાડયો છે. આશા છે કે, સુજ્ઞ ગ્રાહકો મારા આટલા ખુલાશાથી સંતોષ પામશેજ.

તા૦ ૧૫ મા ફેબરવારી ૧૮૮૭. લા. કર્તા.

# સૂચના

---

**ખરેખર ! આસ્તિકો માટે ખુશખબર**

# શ્રીમદ્

## ગર્ગ સંહિતા ભાષાંતર

ચૈત્ર સંવત ૧૯૪૩.

**છપાઈ બહાર પડે છે .**

કીંમત વર્ષ ૧ આંગમર રૂ૦ ૧।। બાહારગામ. રૂ૦ ૧।।≡

**જી. એચ. કઝીન્સ.**

ઠેકાણું—મુંબઇ ચીરાબજાર કુકરગલ્લી **ઘર** નંબર **૨૫**

# બાદશાહ અકબર અને દીવાન બીરબલની વાર્તાઓ.

## ભાગ ૩ જો

---

મુંબઈ

"પારસી પ્રીન્ટીંગ" પ્રેસ

---

સંવત ૧૯૪૩. સન ૧૮૮૭.

---



---

કીંમત ૪ આના

# ઊપકાર પત્રીકા.

ઘણીજ આનંદની વાત એ છે કે, **બાદશાહ અકબર અને દીવાન બીરબળની** વારતાની ચોપડીઓ દરેક જણને પસંદ પડી ગઇ છે. એ વિષે અમારે પોતાને બોલવું વાજબનથી, તોપણ એટલું તો કહી શકશું કે, એના પ્રથમ ભાગ વેળાએ લગભગ પાંચસો સદગ્રહસ્થોએ અમારા ધારેલા કામમાં ઉત્તેજન આપી મને ઉદ્ધાર કર્યા છે, તેથી તેઓના પ્રથમ ભાગમાં પણ ઊપકાર માનવાને ભુલ્યા નથી તેમ આ સ્થળે પણ તેઓના ઉપકાર માનિએ છીએ. બીજો ભાગ છપાતાં વળી કેટલાક સદગ્રહસ્થોના નામ પહેલા ભાગની ટીપમાં ઉમેરાયાં છે, કે જે સાહેબોએ ચોપડીઓની ઘણીજ નકલો ખરીદી અમને આશરો આપેલા છે. તેઓના મુબારક નામ આ ત્રીજા ભાગમાં જયાં સુધી ચોપડી અમર રહે ત્યાં સુધી અમર રાખવાના હેતુથી નિચે નોંધેલા છે:—તે આ પ્રમાણે—

૧ સર દીનશાજી માણેકજી પીટીટ નાઇટ, મુંબઇ.
૨ ધરમપુરના રાજા સાહેબ.
૩ શેઠ જમનાદાસ પરભુદાસ વકીલ. સુરત.
૪ ,, રૂપસી મથુરાદાસ લવજી. મુંબઇ.
૫ ,, પીરોઝશા મેહેરવાનજી મેહેતા બ્યારીસ્ટર એટ લા ,,
૬ ,, વલ્લભદાસ વાલજી.

૭ ,, લખમીદાસ ખીમજી. મુંબઈ.
૮ ,, સોરાબજી સાપુરજી બંગાલી. ,,
૯ નવાબ સાહેબ બીસમીલ્લા ખાનજી. રાધનપુર.
૧૦ શેઠ અમરજી આણંદજી કચ્છી કેળવણીના ખાતાના
સેક્રેટરી. . જુનાગઢ.
૧૧ શ્રી મહાન સીંગજી કે. સી. એસ. આઇ. ધ્રાંગધ્રા
૧૨ પાટડીના ઠાકોર સાહેબ.
૧૩ લુણાવાડાના ઠાકોર સાહેબ.
૧૪ વાંસદાના ઠાકોર સાહેબ.
૧૫ દીવાન બહાદુર મણી ભાઇ જસાભાઇ. વડોદરા
૧૬ ખાન બાહાદુર દારાશા રેસા ભાઇ મ્યાજીસ્ટ્રેટ. સુરત.
૧૭ રાવ બહાદુર ચુનીલાલ વેણીલાલ ડીસ્ટ્રીક્ટ ડાપ્યુટી
કલેક્ટર. ભરૂચ.
૧૮ કુમાર શ્રી બળદેવજી નારણદેવજી. ધરમપુર.
૧૯ આર. કે. રામચંદ્ર.
૨૦ એક સદગ્રહસ્થ.
૨૧ એક સદગુણી બાઇ.
૨૨ એક પારસી ગ્રહસ્થ.
૨૩ ગોપીનાથ બાપુજી. (હાલમાં દેવલોક)
૨૪ દામોદર કારા.
૨૫ ઠાકોરદાસ ફકીરજી. . સુરત.
૨૬ કસ્તુરચંદ ઘેલાભાઇ. ,,
૨૭ સીતારામ જનાર્દન. ભાવનગર.
૨૮ રૂસ્તમજી હોરમસજી તલાટી. મુંબઇ
૨૯ મનચેરજી જમશેદજી માડન. ,,

# બાદશાહ અકબર અને દીવાન બીરબળની વાર્તાઓ

## ભાગ ૩ જો.

### તલાવમાં બ્રાહ્મણ.

બીરબળ પાછો દિવાનગીરી ઉપર આવ્યો તેની પછી સિયાળામાં એક દિવસે બાદશાહ બાગમાં ફરતો હતો; સાથે બીજા દરબારીઓ વગેરે હતા. તેઓ ફરતા ફરતા બાગમાંના તલાવ આગળ આવી પહોંચ્યા. આ વખતે પોશ, માઘ મહીનાના દિવસો હોવાથી પાણી અતીશય શીતલ હતું. તેમાં બાદશાહે હાથ બોળ્યો, પણ તરતજ પાછો ખેંચી લીધો. પછી પોતે પોતાના દરબારીઓ તરફ જોઇને બોલ્યો, "હમણા આ પોશ માઘ માસના દિવસો છે તેથી પાણી અતીશય શીતળ છે, અને અંદર હાથ નાખતાં તે ગલી પડે છે, એવા પાણીની અંદર એક પહોર સુધી કોઇ બેશી શકશે ?" બધાઓએ નાપાડી કે તેમનાથી એમ બનવાનું નથી. પછી બાદશાહે કહ્યું, "જ્યારે તમે કોઇ એમ બેસવા નથી માગતા તો જે કોઇ આખી રાત આ પાણીમાં બેશી રહેશે તેને હું પચાસ હજાર રૂપીઆ બક્ષીશ આપીશ ! કોઇની હીંમત ચાલતી હોય તો આવજો બહાર !" બાદશાહ બોલ્યો, અને

ત્યાં ઉભેલા બધા લોકોએ તે સાંભળ્યું, પણ કોઇની હીંમત ચાલી નહીં. હવે ત્યાં જે માણસો હતા તેમાં ફક્ત દરબારીઓ સિવાય રૈયતના લોકો પણ હતા તેમાં એક બ્રાહ્મણ પણ ઊભો હતો. તે એટલો તો ગરીબ હતો કે, તેના અંગ ઊપર પુરા પાધરા કપડા પણ ન હોતા. તેણે મનમાં વિચાર્યું કે, આટલા વરસ થયા દરીદ્ર પણું આવ્યું છે, અને હવે પછી પણ હું સુખી થાઉં એવું જણાતું નથી, તેથી આજ રાતના તો પાણીમાં બેસું જો મરી ગયો તો દુઃખમાંથી છુટીશ, અને જો દૈવયોગે જીવીશ તો પચાસ હજાર રૂપીઆ મળશે, એટલે પછી સુખી થઇશ. પછી જીવનો ઊદાર થઇને બાદશાહ આગળ આવ્યો અને આ પ્રમાણે બોલ્યો.

બ્રાહ્મણ—ખુદાવંદ, જો તમે મને રજા આપો તો હું આ તલાવના પાણીમાં આખી રાત બેસવાને ખુશી છું.

બાદશાહ—એ બ્રાહ્મણ, તું જો આખી રાત એ પાણીમાં બેશી રહેશે તો હું મારી કબુલાત પ્રમાણે પચાસ હજાર રૂપીઆ અને બીજો કેટલોક સીરપાવ આપીશ.

બ્રાહ્મણ બેસવાને તૈયાર થયો અને બાદશાહે ચોકી કરવાને સિપાઇઓ રાખ્યા. પૈસાની લાલચથી બ્રાહ્મણ તો આખીરાત પાણીમાં બેસી રહ્યો. ઇશ્વર ઇચ્છાથી તેનો પ્રાણ બચ્યો.

સવારના પહોરમાં તે પાણીમાંથી ઉઠયો અને બાદશાહ જયાં દરબાર ભરીને બેઠા હતા ત્યાં ભીને કપડે ગયો. સાથે ચોકી કરવાને જે સિપાઇઓ રાખ્યા હતા તે પણ આવ્યા હતા. બાદશાહ આગળ આવીને બક્ષીસ માગી.

બાદશાહે ચોકીદારો પુછ્યું. તેઓએ કબુલ કર્યું કે, બ્રાહ્મણ આખી રાત પાણીમાં બેસી રહ્યો હતો. બાદશાહે પોતાની કબુલાત પ્રમાણે તેને બક્ષીસ આપવાનો હુકમ કર્યો. આ વખતે બીજા મુસલમાન દરબારીઓ બેઠા હતા તેમનાથી આ ખમાયું નહીં. તેઓએ બ્રાહ્મણને રૂપીઆ ન મળે એવી યુક્તિ કરવા માંડી. ચોકીદાર તો તેમને કાંઇ યુક્તિ સુઝી નહીં પણ આખરે એક જણે યુક્તિ શોધી કહાડી અને તે પ્રમાણે તેણે ચોકીદારને બોલવા જણાવ્યું. લાગે તો તીર.

ચોકીદાર—ખુદાવંદ, તલાવમાં બ્રાહ્મણ તો મરી ગયો હોત પણ ડુંગર ઉપર દવ લાગ્યો હતો તે જોતો બેઠો તેથી તેની ગરમીથી જીવતો રહ્યો!!

બાદશાહ—હે બ્રાહ્મણ, તું દવને જોતો રહ્યો તેથી જીવ્યો માટે તને કાંઇ મળશે નહીં.

એમ કહીને તેને રૂપીઆ ન આપતાં ધક્કા મરાવીને ત્યાંથી કઢાવી મેલ્યો.

બ્રાહ્મણ રડતો રડતો બીરબળને ઘેર આવ્યો.

બીરબળે તેની વાત સાંભળી લીધી અને ધીરજ ધરવાનું કહીને ત્યાંથી રવાના કર્યો. અને પોતાના માણસને તેનું ઠેકાણું જોઇ આવવાને કહ્યું.

બીજે દિવસે કચેરીમાં જવાને વખત નદી કીનારે વીશ પચીશ હાથ ઉંચો વાંસ ઉભો કર્યો અને એક હાંડલામાં દાળ, ચોખા અને પાણી ભરીને તે તેને મથાલે ટાંગ્યું. પછી થોડું ઘાસ લઇને તે એક એક કાંડી સલગાવા લાગ્યો.

હવે આ તરફ દરબાર ભરાઇ, અને બાદશાહ પણ

આવીને પોતાને ઠેકાણે બેઠા, પણ બીરબળનું ઠેકાણું ન મળે. થોડીવાર રાહ જોયા પછી બાદશાહે હુકમ કર્યો કે, જાઓ બીરબળને બોલાવી લાવો. ભાઇમીઆ ફતેઅલી જમાદાર ચાલ્યા. ઘેર આવીને ખબર કાઢી તો માલુમ પડયું કે, બીરબળ તો નદી કીનારે ગયો છે. જમાદાર નદી કીનારે ગયો. તેણે આવીને કહ્યું કે, ચાલો, તમને બાદશાહ બોલાવે છે. બીરબળે 'આવું છું' કરીને જવા બ આપ્યો, જમાદારે પુછયું, 'એ શું કરોછો?' બીરબળે ઉત્તર આપ્યો, 'ખીચડી રાંધું છું.' જમાદાર તો મનમાં હસીને ચાલતો થયો. તેણે જઇને બાદશાહને બનેલી વાત કહી. બાદશાહે વિચાર્યું કે, હમણા આવશે. થોડી વાર રાહ જોઇ પણ જ્યારે તે ન આવ્યો ત્યારે બાદશાહે ફરીથી તેડું મોકલ્યું. તેનો પણ એવોજ જવાબ આપ્યો. બાદશાહે એ પ્રમાણે થોડી થોડી વારે તેડા મોકલ્યા કર્યા પણ તેનો તો એકજ જવાબ મળ્યો કે, ખીચડી રાંધીને આવું છું. એ પ્રમાણે બે ત્રણ કલાક થઇ ગયા, અને કચેરીમાં કામ પણ બરોબર ચાલ્યું નહીં. હવે બાદશાહથી ગુસ્સો સહન થઇ શક્યો નહીં, તેથી બોલી ઊઠયો, 'આ ટલીવાર સુધી તે બીરબળ કેવી ખીચડી રાંધે છે? જઇ ને જોઊં તો ખરો! એમ કહીને પોતે જોવાને નીકળ્યો. ત્યાં આવીને જુએછે તો ઊપર પ્રમાણે દીઠું એટલે,

બાદશાહ—અરે બીરબળ, એ તું શું કરેછે?

બીરબળ—સાહેબ, ખીચડી રાંધું છું!

બાદશાહ—બીરબળ, આજે તું દીવાનો બીવાનો થયો છે કે શું? આકાશ ઊપર હાંડલું રાખ્યું છે તે ઘાસથી કાંઇ રંધાશે?

બીરબળ—હા, ખુદાવંદ ! જેવી રીતે બે ગાઉ ઉપર ડુંગરને દવ લાગ્યો હતો અને તેના શેકથી બ્રાહ્મણ તલાવમાં બેઠો બેઠો જીવ્યો, તેવીજ રીતે મારી ખોચડી ઉપર હમણા રંધાઇ રહેશે !

બાદશાહ—હા, એ વાતનો ખરી ! પણ હવે તું દરબારમાં ચાલ, ત્યાં પેલા બ્રાહ્મણ તેડાવી મંગાવીને ઇનામ આપીશું.

પછી બીરબળ તો બાદશાહ સાથે ગયો અને પોતાના માણસને મોકલીને તે બ્રાહ્મણને બોલાવી મંગાવ્યો. પછી તેને સારીરીતે માન આપી પોતાની બોલી મુજબ ધન આપ્યું. બ્રાહ્મણની ખુશીનો તો પારજ રહ્યો નહીં. તેનો બીરબળને મનમાં હજારો આશીરવાદ આપવા લાગ્યો. તે ધનથી જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી સુખી રહ્યો એ મુએ નામ કાઢયું.

---

## વાત ૧૩ મી

## ' હીંમતે મરદાં તો મદદે ખુદા ' ! !

એક દિવસે બાદશાહ સૌની પહેલાં આવીને દરબારમાં બેઠો હતો. તેના મનમાં એક વિચાર આવ્યો હતો અને તેનો ખુલાશો પુછવાનો તણે વિચાર કર્યો. થોડીવાર થઇ કે, અમીર ઉમરાવો એક પછી એક આવતા ગયા. પહેલો સરદાર આવ્યો તેને બાદશાહે આ પ્રમાણે પુછ્યું, " ભલા અનવારખાન, આ પાંચ સવાલ તમને પુછુ છુ તેના મને જવાબ આપશો ? "

અનવાર૦—ખુદાવંદ ! જો મારાથી બની શકશે તો આપીશ.

બાદશાહ—ફુલકોનું મોટું. દાંતકોના મોટા. પુત્ર કોનો મોટો, બધા રાજાઓમાં કયો રાજા મોટો, અને ગુણોમાં કયો ગુણ મોટો, તે કહો.

અનવાર૦—ખાવીંદ, હું એકલો જવાબ આપું અને તે ખોટો આપું તે ઠીક નહીં, માટે બીજા બધા આવે તેમની સાથે મસલત કહીને આપું તો વધારે સારૂં.

બાદશાહ—ઠીક છે. એમ કરો.

પેલો સરદાર ને બાદશાહ જ્યારે એ પ્રમાણે વાત કરતા હતા એટલામાં એ ચાર આસામી બીજા પણ આવીને સલામ કરીને બેઠા હતા. થોડીવારે બીરબલ શિવાય બધા આવી બેઠા. તેઓએ પોત પોતામાં મસલત કહીને જવાબ આપ્યો.

અનવર—ખુદાવંદ, સાંભળો ! તમે કહ્યું કે, ફુલ કોનું મોટું ? ફુલ મોટું જાયનું. બીજો સવાલ તમે પુછ્યો કે. દાંત કોના મોટા ? દાંત હાથીના મોટા. ત્રીજો સવાલ આપે પુછ્યો કે, પુત્ર કોનો મોટો ? પુત્ર રાજાનો મોટો. ચોથો સવાલ આપે પુછ્યો કે, રાજાઓમાં મોટો રાજા કયો ? રાજાઓમાં મોટો ચક્રવર્તી રાજા. પાંચમો સવાલ આપે પુછ્યો કે, મોટામાં મોટો ગુણ કયો ? મોટામાં મોટો ગુણ વિદ્યા !

એ પ્રમાણે જવાબ આપ્યા તે બાદશાહે નાકબુલ કર્યા. પછી થોડી વારે બીરબળ આવ્યો, તેને પણ બાદશાહે ઊપલા પાંચ સવાલ પુછ્યા. બીરબળે જરાવાર પણ વિચાર ન કરતાં, આ પ્રમાણે જવાબ આપ્યો;

બીરબળ—ખુદાવંદ સાંભળો ! ફુલ મોટું કપાસનું. જે માંથી કપડા લતા થાય છે અને તે આખી દુન્યાને ઊપયોગમાં આવે છે. દાંત નાંગરના મોટા ( નાંગર કરીને એક હથીઆર થાય છે, જે દાણા વાવવામાં કામ આવે છે. ) જેના ઊપયોગથી બધી જાતના ધાન્ય પેદા થાય છે. પુત્ર ગાયનો મોટો, જેનાથી જમીન ખેડાય છે. બધા રાજાઓમાં મેઘરાજ મોટો, જેના વરસવાથી બધી દુન્યાનું પોષણ થાય છે. ( વરસાદ ન વરસે તો લોકો હેરાણ થાય.) બધા ગુણોમાં હીંમતનો ગુણ મોટો કહેવત છે કે, 'હીંમતે મરદાં તો મદદે ખુદા'

બીરબળના આ પાંચ જવાબ સાંભળીને બીજા દરબારીઓના ચહેરા ઊતરી ગયા. પણ બાદશાહે આ પાંચે જવાબ ખરાછે એમ કબુલ કર્યું. દરબારીઓને પણ તે કબુલ કરવાની ફરજ પડી. પણ બીરબળે જે પાંચમો જવાબ આપ્યો હતો તેનો અનુભવ તેની ઊપર લેવાનો બાદશાહે મનમાં ઠરાવ કર્યો હતો. આ વાત થયા પછી એક દિવસે બીરબળ નદી ઊપરથી નાહીને આવતો હતો. આ વખતે લાગ ખરેખરો છે એમ જાણીને બાદશાહે હાથીના માવતને બોલાવીને હુકમ કીધો કે, બીરબળ હમણા કોઇ સાંકડી ગલીમાં થઇને જાય ત્યારે તેની ઊપર એક હાથીને ખીજવીને છોડી મુકવો. આ પ્રમાણે હુકમ સાંભળીને માવત તો નમીને ચાલતો થયો, અને એક મોટા હાથી ઉપર બેસીને ગામમાં ફરવા નીકળ્યો. આ તરફ બીરબળ એક સાંકડી ગલીમાં દાખલ થયો. જેવો બીરબળ ગળીની અધવચે આવ્યો તવોજ માવતે હાથીને ખીજવીને

છોડી મુકયો. બીરબળે હાથીને પોતાની તરફ આવતો જો યો તે વખતજ તેને યાદ આવ્યું કે, બાદશાહે તેના પાં ચમાં જવાબની પરીક્ષા લેવાંને માટેજ એમ કર્યું છે. હ વે કરવું પણ કેમ ? કાંઇ છટકી જવાનો લાગ પણ ન હોતો. પણ તેણે સમય સુચકતા રાખી આજુબાજુ પડેલી ચીજ શોધવા માંડી. પણ કાંઇ ચીજ હાથ ન લાગી. આ ટલું છતાં તેણે હીંમત ન મુકતાં વધારે શોધ કરવા માં ડી. તેનાથી નાશી પણ જવાયું નહીં, કારણ કે જો ના શવા જાયતો હાથી તેની પુઠે દોડી તેનો કચ્ચર ઘાણ કાઢી નાખે. એટલામાં તેની નજર એક ખુણામાં ગઇ ત્યાં એ ક કુતરો અધમુઓ જેવો પડેલો હતો. હા. હવે તેને હીંમ ત આવી. તે ત્યાં ગયો અને કુતરાના પાછલા પગ પકડી ને હાથીની ઉપર ફેંકયો. કુતરો તો આ પ્રમાણે ફેંકાવા થી તેણે હાથીને પકડ્યો. ભોગ જોગે તે ગંડસ્થળ ઉપર પડયો હતો અને ત્યાં તેણે નખ ભર્યા તેથી હાથી ગભરા યો અને પાછો ફર્યો. આ બધું એક પળમાં બન્યું અને બીજી પળે તો બીરબળ તે ગલીમાંથી નીકળીને બીજે ર સ્તે ચાલતો થયો. માવતે તેની પાછળ હાથીને લાવવાને ઘણી મહેનત કીધી પણ હાથીની હઠીલાઇ આગળ તે ફા વ્યો નહીં. તેથી તેણે બાદશાહ આગળ જઇને બનેલી વા ત કહી સંભલાવી. પછી જ્યારે બીરબળ દરબારમાં આ વ્યો ત્યારે બાદશાહને તેને કહ્યું, " બીરબળ ! ' હીંમતે મરદાં તો મદદે ખુદા ' એ કહેવત ખરી છે ! " આ સાં ભળીને બીરબળે કહ્યું, " સાહેબ ! આપને તો એની ફ ક્ત પરીક્ષાજ જોવી હતી પણ ત્યાં કદાચ મારો જીવ ની

કળી ગયો હતે તનું કેમ થને ! ” બાદશાહે કહ્યું, “ બી રબળ ! એતો બનવા કાળ હતું તે બન્યું. એમાં મારો કે તારો ઉપાય કાંઇ ચાલતો નથી. તે વખત એવીજ બુદ્ધિ આવી ગઈ. પણ પછવાડેથી મને પસ્તાવો થાયછે. ”

બીરબળે કહ્યું, “ખુદાવંદ, એમાં દલગીર મ થઓ. સાહા સ કામ કરવાની પહેલાં વિચાર કરવો જોઇએ છીએ. સા હાસ કીધા પછી કરે ા પસ્તાવો કાંઇ કામ આવતો નથી.” પછી બાદશાહે બીરબળને સરપાવ આપ્યો.

---

સાહાસ કામ કર્યા થકી, હોય હર્ષનો નાશ;
દેખો એ દષ્ટાંતથી, કહે કવી સામલદાશ.

---

## વાત ૧૪ મી

## ‘ શો શાહાણા અક્કલ એક ’

એક દિવસે દરબારનું કામ પુરૂં થયા પછી બાદશા હ અને બીરબલ એકાંતમાં બેશી વાતો કરતા હતા. વા તો કરતાં કરતાં બાદશાહે પુછ્યું. “ બીરબળ ! કહો જો ઇએ દુન્યામાં બધા લોકોનું મન અને અક્કલ એકજ હશે કે કેમ ? ”

બીરબળ—ખુદાવંદ, સૌ લોકોના મન અને મતી જુદી હોય છે. ‘ પીંડે પીંડે મતી ન્યારી. ’

બાદશાહ—જેમ બધા લોકોની મતી જુદી જુદી છે તેમ અક્કલ એકજ છે કે નહીં ?

બીરબળ—ખુદાવંદ, 'સૌ શાહણા અક્કલ એક' પોત પોતાના ફાયદાની મતલબ સમજવાની શક્તિ બધાની એક સરખી હોય છે.

બાદશાહ—બીરબળ એમ તે કેમ બને ! બધા સોકોની મતી જુદી છતાં અક્કલ એક કેમ ?

બીરબળ—ખુદાવંદ, એની જો તમારે સાબીતી જોવી હોય તો હું તમને કાલે સવારના બતાવીશ.

બાદશાહ—બહુ સારૂં.

પછી બીરબળે રાજબાગનો પાણીનો મોટો હોજ ખાલી કરાવ્યો અને બાદશાહના હુકમથી ગામમાં ઢંઢોરો ફેરવ્યો કે, 'આજ રાતના દરેક ઘર દીઠ એક એક હાંડો દુધનો ભરીને રાજ બાગ માહેલા મોટા હોજમાં નાખવો.' તે હોજની ઉપર સફેદ કપડું ઢંકાવ્યું હતું અને દુધ નાખવાને ઠેકાણે ઠેકાણે બાંકા રખાવ્યા હતા. પોતાની આ ગોઠવણ તેણે બધી બાદશાહને બતાવી રાખી હતી.

અહીં લોકોએ પોતાના મનમાં વિચાર કીધો કે, આજે રાતના દરેક જણ એક એક હાંડો નાખશે તેવા સેંકડો હાંડા દુધના પડશે અને તેમાં એકાદ હાંડો જો પાણીનો પડશે તો કોણ જાણશે.

હવે આ વિચાર દરેકના મનમાં હતો અને પોતાના મનની વાત બીજા આગળ કહી નહીં. પછી જ્યારે રાત પડી ત્યારે દરેક જણ પોત પોતાના ઘરનો એક એક હાંડો લઇને બાહાર નીકળી પડયા. એક તો રાત અંધારી હતી તેથી બધાને સુખ થયું હતું. એ પ્રમાણે દરેક જણ ચુપ ચુપ આવીને દુધના હાંડાને બદલે પાણીનો હાં-

ડો નાખી જતું. બધાના મનમાં તો એમજ આવતું કે ફક્ત તેણેજ પાણીનો હાંડો નાખ્યો છે બાકી બીજા બધા એએ દુધના હાંડા નાખ્યાછે. આ વિચાર દરેકના મનમાં હતો, પણ કોઇ કોઇની પાસે પોતાના મનનો હાલ કહે નહીં. હોજની અંદર જો કોઇ એમને એમ જોય તો ઉપર બાં ધેલા સફેદ કપડાથી દુધ જેવી સફેદાઇ લાગે. હોજ ભર વાનું કામ એ પ્રમાણે મધરાત સુધી ચાલ્યું. અને હોજ પણ આખો ભરાઈ ગયો.

બીજે દિવસે સવારના પહોરમાં બીરબળ આવ્યો અને બાદશાહને સાથે લઇને તે હોજ આગલ આવ્યો. પ છી બાદશાહના દેખતાં હોજ ઉપર ઢાંકેલું કપડું કાઢી નાખવાનો હુકમ કીધો. તુરખાં જમાદાર જે ત્યાં ચોકી કરતો હતો તેણે કપડું ઉઘાડયું તો દુધને બદલે પાણીથી ભરેલો હોજ જોવામાં આવ્યો. તેની અંદર દુધનું એકે ટીપું નજરે પડતું ન હોતું! બાદશાહ અજાયબ થયો. દુધ ના ખવાનો હુકમ કરેલો છતાં પાણીથી ભરેલો જોયો ત્યારે તો અજાયબીનો પાર રહયો નહીં. બાદશાહ આ પ્રમાણે વિચારમાં લીન થયો હતો ત્યારે બીરબલે કહ્યું, " ખુદાવંદ, 'સૌ શાહાણા અકકલ એક' ખરી કે નહીં? "

બાદશાહ—બીરબલ લાગેછે તો કાંઇ એવુંજ! પણ મારે મારી જરા વધારે ખાત્રી કરવાનો વિચારછે.

બીરબલ—ઠીકછે ખુદાવંદ! આપની મરજીમાં આવે તે ખરૂં.

બીરબલે મનમાં વિચાર્યું કે, એ બાબતની વધારે તજવીજ બાદશાહ કરવા માગે તો ભલે કરે.

પછી બાદશાહે છુપો વેશ પહેર્યો અને સાંજને વખત ગામમાં ફરવા નીકળ્યો. ફરતાં ફરતાં એક ઘર આગળ આવી પહોંચ્યો. આ ઘર નીચી બાંધણીનું પણ સુંદર હતું. બાદશાહે અહીંજ પોતાની શોધ કરવાનો વિચાર કીધો. તેણે જઇને ઘરનું બારણું અફાળ્યું. અંદરથી અવાજ આવ્યોકે, 'કોણછે' બાદશાહે કહ્યું. "ભાઇ, હું મુસાફર છું બહાર ગામથી આજ બે દીવસ થયા આવ્યોછું સાંજના ગામ જોવા નીકળ્યો હતો તે ફરતો ઘણે લાંબે સુધી નીકળી ગયો પણ અજાણ્યો હોવાના સબબથી રસ્તો ભુલી ગયોછું અને ઘણું ચાલવાથી મારા પગ દુખી આવ્યાછે તેથી તમારા ઘરમાં થોડી વાર આશરો આપરો તો મોટી મહેરબાની થશે." આ સાંભળીને પેલા ઘર ધણીએ તો તરતજ પોતાનું બારણું ઉઘાડી નાખ્યું અને બાદશાહને અંદર લીધો. તેણે વિચાર કીધો કે. એ ભુખ્યો હશે, તેથી કાંઇ ખાવાનું લાવીને આગળ મુક્યું, પણ બાદશાહે ના પાડીને કહ્યું કે, તે ભુખ્યો નથી. થોડીવાર પછી પેલા ઘર ધણી પણ પોતાનું કામ પુરૂં કરી રહીને તેની આગળ આવીને બેઠો અને બંને જણાઓ વાતે વળગ્યા. વાત ઉપરથી વાત કહાડતાં બાદશાહે કહ્યું. "ભાઇ, કાલે તમારા શાહેરમાં બાદશાહે જે ઢંઢેરો ફેરવ્યો હતો તે શું દર મહીને મહીને ફેરવેછે! હું તો એવો હુકમ સાંભળીને અજબ થઇ ગયો." પેલા ઘર ધણીએ કહ્યું, "નહીં ભાઇ નહીં, એ તો કાલે કોણજાણે શું થયું તે એવો ઢંઢેરો ફેરવ્યો." બાદશાહે આ લાગ સારોછે એમ વિચારીને પુછ્યું, "બાદશાહે એટલા બધા દુધને શું કર્યું હશે?" પેલા ઘર ધણીએ

કહ્યું, "ભાઇ. જો ખરી વાત કહું. બાદશાહ એ દુધનું જોઇએ તે કરનાર હોય પણ મેં તો દુધને બદલે પાણીનો હાંડો નાખ્યો હતો. આટલા બધા દુધના હાંડા આવી પડે તેમાં પાણીનો એકાદ હાંડો જો પડે તો કોઇને ખબર પડે નહીં." બાદશાહે કહ્યું, "વાહ વાહ! ઘણી સારી હીકમતો પણ ભાઇ આ વાત જો કદાચ બાદશાહને કાને પડે તો તમારા શાહાલ?" ઘરધણીએ કહ્યું "આ વાત બાદશાહ કદી પણ જાણી શકનાર નથી. એતો ફક્ત હું જ જાણું છું" બાદશાહે આટલું સાંભળતાંજ ઉપરના કપડા કાઢી નાખ્યા અને પોતાના બાદશાહી પોશાકમાં જાહેર થયો. પેલો ઘર ધણી તો આ જોઇને ગભરાઇજ ગયો, અને મનમાં 'હા એ! બાપ કેમ થશે' એમ કરવા લાગ્યો. બાદશાહ તેના ઉતરી ગયલા મોઢા ઉપરથી તેના મનનો હાલ જાણી ગયો, તેથી તેને હીંમત રાખવાનું કહીને કહ્યું, "ભલા માણસ. તું બીતો ના! તારા એક બાલને પણ ઇજા નહીં થાય. તેં તારો વાંક તારે મોઢે કબુલ કર્યો એજ બસછે. પણ સાંભળ જો હું તારે ઘેર બાદશાહી પોશાકમાં આવ્યો હતે તો તું તારા મનની વાત મારી આગળ કદી પણ કરત નહીં, મારે આ વાતની ખાત્રી કરવી હતી તે, તારે ત્યાં આવવાથી થઇ છે." એમ કહી બાદશાહે તેને ધીરજ આપી. પછી પોતે પાછો પોતાનો છુપો વેશ પહેરીને ત્યાંથી ચાલી ગયો આગલ ચાલતાં એક પૈસાદારના ઘર આગલ આવી પહોંચ્યો. આ પૈસાદાર માણસ ઘણોજ ઉદાર મનનો કહેવાતો હતો, તેથી બાદશાહે તેના ઘરમાં જઇને તપાસ કરવાનો વિચાર કર્યો. અગાઉની માફક બાદશાહ તેના ઘરમાં દાખલ

થયો અને પોતે જાણે ઘણોજ ચાલીને આવ્યો હોય એવો દેખાવ કર્યો. પેલા ઘર ધણીએ તેને કહ્યું કે, ભલા માણુસ તારે જ્યાં સુધી રહેવું હોય ત્યાં સુધી બેલાશક અહીંજ રહેજે. આ ઘર તારૂંજ છે. તને કોઇ વાતની આપદા પડવાની નથી. વગેરે વગેરે આ સાંભળીને બાદશાહે જવાબ દીધો, "ભાઇ, હું તો થોડો વિસામો લેવાને આવ્યો છું" થોડી વાર અહીં તહીંની વાતો કીધા પછી બાદશાહે જેમ આગલાનેત્યાં દુધ બાબતની વાત કાઢી હતી તેમ એને ત્યાં પણ કાઢી. ઘરધણીએ કહ્યું, "ભાઇ પોતાના ઘરમાં બચાવ કરવાને સૌ કોઇ માગે, પણ પોતાના ઘરમાં નુકશાન થાય એવું તો કોઇ પણ માગતું નથી. બીજાએ તો ગમે તે નાખ્યું હોય પણ મેં તો પાણીનો હાંડો નાખ્યો હતો" બાદશાહે પુછ્યું, "તમે પાણીનો હાંડો નાખ્યો હતો એમ બાદશાહ કદાચ જાણે તો?" ઘર ધણીએ કહ્યું, "હાલતો એ વાત તમે બાદશાહને જઇને કહો તોજ ફકત જાણે, મારે મોઢેથી અથવા કુટંબને મોઢેથી તો તે કદી પણ જાણી શકનાર નથી" પછી બાદશાહે પોતાનો છુપો વેશ કાઢી નાખ્યો અને ખરે વેશે દેખાયો. આ જોતાંજ પૈસાદાર માણુસના તો હાઝાંજ ગગડી ગયા. બાદશાહે તેને ધીરજ આપીને કહ્યું, "ભલા માણુસ તારે ફીકર કરવી નહીં એ તો જેમ તું બોલ્યો તેમ પોતાના ઘરમાં ઉગારો કરવાને સૌ કોઇ આતુર હોય છે," પછી બાદશાહ ત્યાંથી પોતાનો છુપો પોશાક પહેરીને પાછો મહેલમાં આવ્યો, અને બીજે દીવસે જયારે બીરબલ આવ્યો ત્યારે રાતના બનેલી બધી વાત કહી સંભળાવી.

# વાત ૧૫ મી

એક દિવસે બીરબલ ઉપર બાદશાહની ઇતરાજી થઇ, તેથી હમેશના ધારા પ્રમાણે બાદશાહે તેને માન આપ્યું નહીં બીરબલ મનમાં તો સમજી ગયોકે, બાદશાહની મહેરબાની નથી તેથી થોડા દિવસ બહારગામ ફરી આવું તો વધારે સારૂં. બીરબલ તો બે ચાર દિવસ ઘેરજ રહયો પણ બાદશાહે તેની કાંઇ ખબર અંતર પુછાવી નહીં તેથી જાણ્યું કે, આ વખત હવે અહીં રહેવામાં સાર નથી. પછી પોતાના બાયડી છોકરાંને ત્યાંજ રહેવા દઈને પોતે એકલો નિકળી ગયો. તેના જવાની ખબર બાદશાહને બારોબારથી પડી પણ તેની તેણે કાંઈ દરકાર ન કરી.

બીરબલને ગયાને પંદરેક દીવસ થયા. બાદશાહે તેનું કામ અબુ ફાજલને સોપ્યું, તે પણ બીરબલના હાથ નિચે રહેલો હતો તેથી બરોબર કરતો હતે.

હવે એવુ બન્યું કે,અસલ કોઇ ઉંચ ખાનદાનનો પણ પાછળથી નશીબ સંજોગે ગરીબીમાં આવી પડેલો માણસ રહેતો હતો. તેના બાપ દાદાઓને દરબારમાં બેસવાની છુટ હતી અને તે છુટ આ ધણીને પણ મળેલી હતી. આ ધણી દલણા દળીને પેટ ભરતો હતો પણ પોતાના ખાનદાનની મગરૂરીથી જ્યારે જયારે મોટી દરબાર ભરાય ત્યારે અથવા સ્વારી ફરવા નીકળે ત્યારે સારા કપડા પહેરીને જતો હતો. ઘરમાં તેની મીલકત જુઓ તો એક ઘંટી હતી, તે ઉપર તે પોતાનું ગુજરાન ચાલવતો હતો. ગરીબ છતાં પણ કચેરીમાં પેહેરી જવાના કપડાની એક જોડ તેણે પોતાને વાસ્તે રાખી હતી.

એક દિવસે એવું બન્યું કે, આ મીંયા ભાઇને ઘંટી સાથે વધારે કામ પડયું અનેતે દહાડે બાદશાહની સ્વારી પણ નીકળવાની હતી. હવે કરવું કેમ. તે વિચારમાં પડયો. આજ તો તેનાથીજવાયું નહીં. તેથી મુંગો મુંગો ઘેરમાં કામ કરવા લાગ્યો. બાદશાહની સ્વારી ફરતી ફરતી તેના ઘર આગળ આવી પહોંચી. જે ઘરમાં તે રહેતો હતો તે એક મજલાનું હોવાથી અને સ્વારી હાથી ઉપર હોવાથી, જાણે તે અને બાદશાહ એક હારમાં બેઠા હોય એમ લાગતું હતું. આ મીંયા ભાઇ ઘંટી ફેરવતા ફેરવતા સ્વારી જોવા લાગ્યા, પણ બાદશાહની તેજ આંખે મીયાજીને ઓલખી કાઢયા કે. એ તો દરબારમાં આવી બેસેછે તેજ મીંયા ભાઇ! સ્વારી આગલ વધી, અને બાદશાહ આ વાત ભુલી ગયો.

થોડા દિવસ ગયા પછી એક દિવસે મોટી દરબાર ભરાઇ. બધા મોટા મોટા અમીર ઉમરાઓ,સરદારો, સાહુકારો અને શેઠીઆઓ આવીને બેઠા હતા. હિંદું કે મુસલમાન કાંઇ પણ તફાવત વગર પોતપોતાના ઓધા પ્રમાણે આવીને બેઠા હતા. તેમાં પેલા ઘંટીફેરવનાર મીંયા ભાઇ પણ આવી બેઠા. થોડી વાર પછી બાદશાહ દરબારમાં આવી તખત ઉપર બેઠો. કોણ કોણ આવ્યાછે તે જોવાને માટે બાદશાહ તો ચોતરફ જોવા લાગ્યો. જોતાં જોતાં પેલા મીંયા ભાઇ ઉપર બાદશાહની નજર પડી. બાદશાહે તરત ઓળખ્યોકે,એતોપેલો ઘંટી ફેરવનાર મીયાં ભાઇ છે.બાદશાહે તેને તે વાત પુછવાનો વિચાર કીધો, બધાની વચમાં પુછેતો શરમ લાગે તેથી ઇસારતમાં પુછવાનો વિચાર કીધો. થોડી વારમાં તેની અને બાદશાહની નજર મળી બાદશાહે હાથની

આંગલી ફેરવી મીંયા ભાઇ સમજી ગયોકે, મારી વાત બાદશાહ જાણે છે તેથી તરતજ પોતાના પેટ તરફ આંગલી કરી દેખાડી. આ ઇસારત દરબારમાંના કેટલાક લુચા લોકોના જોવામાં આવી. તેઓ પોતે લુચાઇમાં રહેલા તેથી તેમના મનમાં હજારો વહેમો આવવા માંડયા. જ્યારે દરબાર બરખાસ્ત થઇ ત્યારે એક જણ જઇને પેલા મીંયા ભાઇનું ઘર જોઇ આવ્યો. બીજે દિવસે સવારના પહોરમાં ચંડાળ ચોકડી એકઠી થઇ અને બધા તેને ઘેર ગયા. મીંયા ભાઇ એ તો તેમને સારી રીતે માન આપીને બેસાડયા. પછી તે ઓમાંનો એક બોલ્યો, " મહેરબાન સાહેબ, કાલે જયારે દરબાર ભરાઇ હતી ત્યારે બાદશાહે તમને ઇસારત કીધી તે શા સારૂ તે કહો." મીંયા ભાઇ તેના એટલા બોલવા ઉપર થી પામી ગયોકે, આની અંદર કાંઇ પણ ભેદ છે. બાદશાહે ઇશારત કીધી તેથી આ લોકના મનમાં પોતાની ચાલ વીષેનો વિચાર આવ્યો. માટે એનો કાંઇ પણ લાભ લેવો જોઇએ એમ વિચારીને કહયું, હે ભાઇઓ, એ કાંઇ કહેવાજેવી વાત નથી " પેલાઓએ કહ્યું કે, અમારી ઉપર મહેરબાની કરીને એ વાત કહો. " મીંયાએકહ્યું " જયારે તમારી સાંભળવાની મરજીછે, ત્યારે સાંભળો. બાદશાહે તમારા બધાની તરફ આંગલી કરીને કહયુંકે, આ બધાની વાત! ત્યારે મેં મારા પેટ તરફ હાથ કરીને દેખાડયું કે એ બધાની વાત મારા પેટમાંછે." આ સાંભળીને તેઓએ વિચાર્યું કે, હાય! હાય! હવે કેમ થશે? તેઓએ એકઠા થઇને વિચાર કીધોકે. આપણી બધી વાત આ ધણી જાણેછે તેથી એને જો કાંઇ લાંચ આપીએ તો વધારે સારૂં. એમ વિચાર કરી બધાએ

પોતાપોતાને ઘેર જઇને કોઇએ બશો, કોઇએ પાંચશો, જેમ જેમ જેની ગુંજાસ તેમ રૂપીઆની કોથલીઓ લાવી રાખી મીંયા ભાઇ તો શો તમાશો થાયછે તે જોતો મુંગો બેઠો હતો. બધાએ તેની પાસે આવીને પોત પોતાની કોથલીઓ ત્યાં મુકીને કહયું કે, ભાઇ સાહેબ, આ વાત તમે તમારા પેટમાંજ રાખજો. કોઇની પાસે કહેજોમ. તમારા બદલામાં આછે તેલ્યો. ' મીંયા ભાઇને તો એટલુંજ જોઇતું હતુ તે કોણે કહયું, " જ્યારે તમારી એવીજમરજીછે ત્યારે તમારૂં કહેવું હું કબુલ કરૂંછું, અને એ વાત હું મારા પેટમાંજ છુપાવી રાખીશ. એ તો તમારા સારા નશીબકે તમે અમારી ઇસારત ઉપરથી ચેતી ગયા. "

પેલા કોચીના સાહુકારો ત્યાંથી ચાલતા થયા. પછી સાંજના જ્યારે બાદશાહ નીત્યના કામ કાજોથી નવરો થયો ત્યારે બરોબર લાગ જોઇને આ મીંયા ભાઇ ત્યાં ગયો પેલા સાહુકારો તરફથી મલેલું દ્રવ્ય તેણે બાદશાહના પગ આગલ મુકીને કહ્યું " ખુદાવંદ, આલ્યો." આ જોઇને બાદશાહે અજાયબ થઇને કહ્યું, " ભલા માણસ, તું તો ઘંટી ઉપર ગુજરો કરેછે ને આ શું ? " મીંયા ભાઇએ તરતજ હસતા હસતા કહયું, " ખુદાવંદ કાલની આપે કરેલી ઇસારતની આ કીંમત ઉપજીછે. "બાદશાહ મનમાં તો સમજી ગયો પણ તેને મોઢેથીજ બોલાવવાનો વિચાર કરીને કહયું "ભલા માણસ. તું શું કહેછે તે હું સમજ તો નથી. " મીંયા ભાઇ એ બનેલી બધી વાત કહી સંભળાવી બાદશાહે તેને કહયું, " આ બધી દોલત તું તારે રાખ અને એ વાપરી સુખીથા. આજથી તને મારી દરબારનો

અમલદાર બનાવું છું જે લોકોના મનમાં દુષ્ટ બુધ્ધી છે તેમને હું જાણું છું. તેમનો ઉપાય હું કોઇ વખત કરીશ.” એમ કહી બાદશાહે તેને દરબારી અમલદારનો પરવાનો આપ્યો.

ઘંટીની ઉપર મહેનત કરવાથી માંયા ભાઇ પોતાની અસલી હાલતે આવી ગયા. પોતે એકતો અમીરી ખાનદાન તેથી વધતો ગયો અને આખરે બાદશાહના સલાહકારો માંનો એક થયો. નસીબ કરેછે તે કોઇ નથી કરતું.

## વાત ૧૬ મી

બીરબલને ગામ છોડી ગયે તજ્હીકછ મહીના નીકલી ગયા હતા. બાદશાહને પછી તો તેનું ઘડી ઘડી કામ પડતું પણ તે જેમતેમ કરીને ચલાવી લેતો. પણ બીરબલ વગર તેને ચાલ્યું નહીં, તેથી તેની શોધ માટે ઠેકાણે ઠેકાણે માણસ મોકલવા માંડયા. તેના માણસો શોધી શોધીને થાકયા પણ બીરબલ કાંહ મળ્યો નહીં. બીરબલે વિચાર કીધોકે, બાદશાહ મારી ખબર કાઢેછે તેથી હવે તો મારે જાહેર થવું પણ કાંઇ હીકમત કરીને જાહેર થવું. તેણે પોતે જોગીનો વેશ કીધો, અને ગામમાં દાખલ થઇ એકમંદીર આગલ આશન નાખીને બેઠો. જે ઠેકાણે તે બેઠો હતો તે ઠેકાણે ઘણા ઘણા મોટા મોટા માણસો દરશન કરવાને નીત્ય આવતા. તેઓએ આ કોઇ અદભુત જોગીને આવેલો જોઇને તેને પણ દંડવત કરવા લાગ્યા બીરબલ ગામના ઘણા ખરા લોકોને ઓળખતો હોવાથી તેણે દરેકનું નામ લઇને બોલાવવા માંડયા.

પોતાનું નામે આ કોઇ અજાણ્યા જોગીના મોઢામાંથી બોલાતું સાંભળીને બધા લોકો અજબ થતા અને તેને કોઇ મોટો પુરૂશ જાણીને હમેંશ આવવા લાગ્યા. આ વાત દરબારમાં પણ ચાલી. દરબારીઓ શું હીંદુ કે શું મુસલમાન બધા તેની પાસે આવવા લાગ્યા. યોગેશ્વરે દરેકનું નામ લઇને બોલાવવા માંડયા. આખરે આ વાતની ખબર બાદશાહને પડી કે, આપણા રાજ્યમાં કોઇ અદભુત યોગીરાજ આવ્યોછે અને તે બધાનું નામ દઇને બોલાવેછે, બાદશાહ છુપે વેશે તેની પરીક્ષા લેવાનો વિચાર કીધો. પોતે સાદો વેશ પહેરીને તેની પાસે આવવા નીકળ્યો. આ વેશ તેણે એવોતો પહેર્યો હતો કે, તેનું દરબારનું કોઇ પણ દરબારી તેને ઓળખીશક્યો નહીં. તેણે ત્યાં આવીને યોગીને કહયું, " મહારાજ, તમે બધાને તેના નામ લઇને બોલાવોછો તો મારો શો વાંક કે મને નથી બોલાવતા ? " બાદશાહનું બોલવું સાંભળીને બીરબલે કહયું, "તમારે તમારૂં નામજ જો સાંભળવું હોય તો આ બધા લોકોને અહીંથી જવાદો પછી તમારૂં નામ હું તમને કહીશ. લોકો તેના મનનો ભાવાર્થ સમજી ગયા થી એક પછી એક ત્યાંથી ચાલી નીકળ્યા. બધાના ગયા પછી બીરબલે ધીમેથી કહયું, " ખુદાવંદ, હું આપને ઓળખતો નથી એમતો બનેજ નહીં. " બાદશાહ તેનું આટલું બોલવું સાંભલીને ચોંકયો. યોગી વીષે તેના મનમાં વહેમ ભરાયો અને નક્કીતે તેજછે એવો મનમાં ભાસ થયો, તેણે એકી નજરે તેના મોઢા સામે જોવા માંડયું. યોગી રાજે પોતાની ચંચલ આંખે તેના ચહેરાનો ફેરફાર

થતો રંગ પારખી કાઢયો પણ જાણે કાંઇ ન હોય તેમ માળા ફેરવવા માંડી. બાદશાહથી હવે બોલ્યાવિના રહેવાયું નહીં. તે બોલી ઊઠયો. " કોણ. મારો બીરબલ! " હવે બીરબલના હાથમાંથી માળા પડી ગઇ. તે ઉઠીને ઉભો થયો અને બોલ્યો, " હા, ખુદાવંદ, આપનો બીરબલ. " આ વખતે અંધારૂં થવા આવ્યું હતું, અને લોકો પોત પોતાને ઘેર ચાલી નીકળ્યા હતાં તેથી આ બેઉજણ વચ્ચે થયલી છેલી વાતચીત કોઇ સાંભળી શક્યું નહીં.

સવારપડી અને લોકો નીત્ય નીયમ પ્રમાણે યોગી રાજના દરશન કરવા આવ્યા. પણ ન મળે ત્યાં યોગીરાજ કે ન મળે ત્યાં તેની કાંઇ પણ નીશાણી! યોગીરાજના એકદમ ગેબ થવાથી લોકો વિચારમાં પડયા.

બાદશાહ બીરબલને ઘેર આવ્યો. ત્યાં તેણે પોતાની ચાલ વિષેનો પશ્ચાતાપ કીધો. બીરબલ ઘેર આવ્યો તેને આવેલો જોઇને તેના છોકરાંઓને અતીશય ખુશી ઉત્પન્ન થઇ.

સવારના પહોરમાં લોકો હજીતો યોગીરાજને બેસવાના ઠેકાણા આગલ ઉભા રહી વાતો કરેછે, એટલામાં બીરબલ પાલખીમાં બેસીને.દરબાર તરફ ચાલ્યો. બીરબલને પાછો આવેલો જોઇને લોકો ખુશી થયા.

હવે એવું બન્યું કે, દીલીમાં કોઇ ગરીબ માણસ રહેતો હતો. આ માણસ કંજુસ હોવાથી તેણે મેહનત મજુરી કરીને કેટલીક સોના મોહરો એકઠી કરી હતી. ઘરમાંથી ચોર ચોરી જાય તે ધાસ્તીથી જંગલમાં 'આજોબા' નામના

એક ઝાડ નીચે તે સંતાડી રાખતો. આટલું છતાં પણ તેને વિશ્વાસ ન આવવાથી થોડે થોડે દિવસે જઈને તે ઠેકાણે જોઈ આવતો. એ પ્રમાણે બે ચાર વરસ નીકળી ગયા એક દિવસે જઈને જુએછે તો તે ઠેકાણે માહોરો ન મળે!

હવે તેના દુઃખનો પાર રહ્યો નહીં. ત્યાંજ બેસી જઈને તે રડવા લાગ્યો. આવા અઘોર જંગલમાં તે તેનું સાંભળે કોણ? ત્યાં રડતાં રડતાં જ્યારે તેની છાતી ખુલી થઈ ત્યારે તે ગામમાં આવવા નીકળ્યો. ગામમાં આવીને ફરીયાદનો પોકાર કરતો કરતો તે દરબારમાં આવ્યો. તેના પોકારથી આખી દરબાર ગાજી રહી. બાદશાહ સુદ્ધાં અમીર ઊમરાવો વગેરે એકઠા થયલા બધા લોકો અજાયબ થયા કે, એવું તે તેને શું દુઃખ છે?

બાદશાહે બીજું કામ પડતું મુકીને પહેલાં તેને બોલાવ્યો અને તે શામાટે પોકાર કરતો હતો તે પુછ્યું. તેણે અથથી તે ઇતીસુધી બધી વાતકહી સંભળાવીને કહ્યું કે, તેની પાસે જે કાંઇ હતું તે બધું જતું રહ્યું છે અને હવે ખાવાને ફુટી બદામ પણનથી. બાદશાહને તેની ઉપર દયા આવવાથી. જયાંસુધી તેને પોતાની દોલત પાછી મળે ત્યાં સુધી એક વીશીમાં જમવા બંદોબસ્ત કરી આપવાનો હુકમ કર્યો.

બાદશાહની આવી મહેરબાની જોઇને પેલો કંજુસ પણ હવે ગરીબ માણસ ઘણોજ ખુશી થયો અને બાદશાહ ઉપર આશીરવાદનો વરસાદ વરસાવવા લાગ્યો.

બાકી રહેલું કામ પુરૂં કરી બાદશાહે આ બાબતમાં બીરબલની મસલત પુછી, બીરબળે કહ્યું, " ખુદાવંદ કામ ખરેખરીનું છે, પણ આપણે એની શોધ કરીશું." પછી બેઉજણ મહેલમાં ગયા. ત્યાં એકાંત બેસીને એ વાતનો વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં બીરબળને એક યુક્તિ સુઝી તે તેણે બાદશાહને કહી સંભળાવી, બાદશાહને આ યુક્તિ પસંદ પડી.

પછી બીજે દિવસે ગામના હુશીઆર વૈદોને એકઠા કર્યા અને કહ્યું. " આજોબાના ઝાડના પાતરા અને મુલીઆ શાશા ઉપયોગમાં આવેછે તેની બરાબર તપાસ દીન આઠની અંદર કરી લાવજો. "વૈદોતો 'બહુ સારૂ ખુદાવંદ' કહીને ચાલતા થયા.

પછી આઠમે દીન બધા હાજર થયા અને તેઓએ પોતે જે કાંઇ તપાસ કીધી હતી તે જાહેર કીધી. તેઓમાંનો એક મોટો વૈદ બોલ્યો, "ખુદાવંદ, આલમ પનાહ, ગરીબ નવાજ, હીંદના શેહેનશાહ, તમારૂં રાજ અમર તપો. તમારા હુકમ મુજબ અમે તપાસ કીધીતો માલમ પડયુંછે કે આજોબાના પાતરાનો ભુકો પાણીસાથે કમળાના દરદવાળાને ફકાવ્યો હોયતો એક દીવસમાં તે રોગી સારો થઇ જાય. અને તેના મુલીઆનો ગુણ એવોછેકે, જલંદરના રોગવાલા માણસને તેનો ધુંઓ આપ્યો હોયતો તેને રોગ તરતજ મટી જાય. અમે જે શોધ કીધીતે આજ છે."

બાદશાહે તેમનુ આવું બોલવું સાંભળીને તેમને રજા આપી અને ગામના બધા વૈદોને બોલાવીને કહ્યું

"આ ચાલતા મહીનામાં જલંદરના રોગથી પીડાતા કેટલા રોગી આવ્યા હતા અને તેમને કયા ઓસડથી સારૂં થયું હતું તેની તપાસ આઠ દીનની અંદર કરીને લાવો." વૈદો પાછા આઠ દીવસે આવી હાજર થયા અને તેમણે રોગીઓને સારા કર્યાં હતા તેની ટીપ સાથે લાવ્યા. કુલ રોગી ચાર હતા, તેમાંના એકને 'આજોબા' ઝાડના મુલીઆથી સાજો કરેલો હતો. બાદશાહે તે વૈદને પુછ્યું "ખરેખરૂં કહીદે કે, આ દવાના મુળ તેં કયાંથી આણ્યા. જુઠું બોલીશતો તકશીરવાર થઇશ." બાદશાહનું આવું બોલવું સાંભળીને તે ધુજવા લાગ્યો. તેણે હાથ જોડીને કહ્યું, "ખુદાવંદ, એ દવાના મુળીઆ મારો ચાકર જંગલમાંથી લાવ્યો હતો એમાં મારી કાંઇ તકસોર થઇ હોયતો માફ કરજો" બાદશાહે કહ્યું, "તારો ચાકર કયાં છે? બોલાવ તેને" તેણે પોતાના ઘરની નીશાની આપી અને સીપાઇઓ જઇને તેના ચાકરને પકડી લાવ્યા.

બાદશાહે તેને પુછ્યું, "તું 'આજોબા' ના ઝાડને ઓળખેછે?"

ચાકર—હા, ખુદાવંદ,

બાદશાહ—તારા ધણી વાસ્તે તે મુળીઆ તું લઇ આવ્યો હતો?

ચાકર—હા, નામવર.

બાદશાહ—(ધમકીથી) તે ઝાડ નીચે સોના મહોરો છુપાવેલી હતી તે તું ખોદી લાવ્યોછે તે લાવી આપ, નહીં તો તારા શરિર ઉપરની ચામડી ચાબુકના જેરબંધ મારથી ઉખડી જશે.

બાદશાહની ધમકીથી ચાકર દબીગયો અને તેણે હાથ જોડીને કહ્યું, " ખુદાવંદ, જો મને જીવતદાન બક્ષો તો હું બધી મોહોરો લાવી આપું."

બાદશાહે તેને જીવતદાન બક્ષવાથી ચાકરે બધી મોહોરો લાવી હવાલે કીધી. બાદશાહે તે બધી મોહોરો પેલા કંજુસ પણ ગરીબને આપીને શીખામણનાં બે વચન કહ્યા. પોતાની દોલત તેને પાછી મળવાથી તેણે બાદશાહને હજારો આશિરવાદ દીધા અને ખુશી થતો પોતાને ઘેર ગયો.

---

## વાત ૧૭ મી

## દીલ્લી શેહરમાં કાગડા કેટલા ?

એક દીવસે બાદશાહ જરા વહેલો દરબારમાં આવ્યો હતો તેથી જે કોઇ આવતું તેને સવાલ કરતો, "આપણા સહેરમાં કાગડા કેટલા છે?" ગામના કાગડા તે કોણ ગણવા બેઠું હોય જે જવાબ આપે! કોઇએ પણ જવાબ આપ્યો નહીં. આખરે બીરબલ આવ્યો, તેને બાદશાહે તેજ સવાલ પુછ્યો. બીરબલે કાંઇ પણ વિચાર ન કરતાં તરત જવાબ દીધો, "ખુદાવંદ, સાંભળો! આપણા શહેરમાં કાગડા એક હજાર પાંચશો છત્રીશછે. બાદશાહ સુધ્ધાં બધા દરબારીઓ તેની આવી ચોકસ સંખ્યા સાંભળીને અજબ થયા. બાદશાહે આ સંખ્યા સાંભળીને કહ્યું. "બીરબલ, આ સંખ્યા જે તેં કહીછે તે જાણે તેં પુરી ગણી હોય એવી

કહીછે એ કામ તેં ક્યારે કર્યું! એટલી ફુરસદ કેમ મળી હોય! અને વળી ફુરસદ મળી હોય એ મને દેખાતું નથી,તેથી તેં જે સંખ્યા કહીછે જુઠીછે.” બીરબલે તરતજ જવાબ દીધો, “ નહીં ખુદાવંદ મેં કહી તે સંખ્યા બરાબરજછે” બાદશાહે કહ્યું, “ ઠીકછે તો તારી કહેલી સંખ્યામાં એક પણ કાગડો વધશે અથવા ઓછો થશે તો તારી પાસેથી પંદર હજાર ત્રણુશો ને સાઠ રૂપીઆ દંડના લેવામાં આવશે. માટે હજી પણ વિચાર કરીને જવાબ આપ, ” આ સાંભળી ને બીરબલે કહ્યું, “ ખુદાવંદ, મેં કહ્યું એટલાજ કાગડા શાહેરમાં છે. હું કાંઇ જુઠું બોલતો નથી. કદી હાલ જો તમે ગણો અને તેમાંથી ઓછા વધારે થાય તેનો હું જામીન નથી કારણ કે, મેં કહીતે સંખ્યામાંથી કેટલાક બહારગામ પરોણા ગયા હોય તેથી ઓછા થશે. કદાચ બહારગામથી પરોણા તરીકે આપણે ત્યાં આવ્યા હોય તો વધશે. આનો જોખમ મારે માથે નથી. કદાચ એવું જો ન થયું હોય તો મેં કહ્યાછે એટલાજ કાગડા શાહેરમાંછે.” આ તેનો વાજબી જવાબ સાંભળીને બાદશાહ અને દરબારીઓ અજબ થયા. કાગડા ગણવા એ મુશકેલનું કામ છે અને કદાચ મોટી મુશકેલીથી જો ગણવા માંડે તો બહારગામથી કેટલા આવ્યાછે અને આ ગામથી બહારગામ કેટલા ગયા છે તેની ખબર ન પડે આટલી મુશકેલીથી તેઓએ બીરબલે કહેલી સંખ્યા કબુલ કીધી,



# વાત ૧૮ મી

દીલીમાં ફાતમા બીબીનામની એક મુસલમાન સ્ત્રી રહેતી હતી આ સ્ત્રીનો ધણી મરી ગયો હતા અને છોકરો છૈયો નહોતો. તથી તેણે મક્કે જાત્રા કરવાનો વિચાર કર્યો પોતાની પાસેનું જરજવેરાત વગેરે હતું તે બધું વેચીને તેણે રોકડનાણું એકઠું કર્યું અને તમાંથી ખરચ જોગ પોતા પાસે રાખી બાકીનું એક મજબુત કોથલીમાં ભરીને તેનું મોઢું સીવી લીધું તેની અંદર તણે આઠશો મોહોરો ભરી હતી. તેના મોઢા ઉપર અને બીજા કેટલાક ભાગ ઉપર પોતાના નામનું શીલ લગાડી મુકીને પુરતો બંદોબસ્ત કર્યો. હવે આ કોથલી મુકવી કોને ત્યાં તેનો તેણે વિચાર કરવા માંડયો. એ બાઇની પડોશમાં એક કાજી રહેતો હતો. તે મોટો પરેજગાર અને પવિત્ર માણસ કહેવાતો હતો. આ કાજીને ત્યાં તે કોથલી મુકવાનો તેણે વિચાર કર્યો. પછી બીજે દિવસે તે કોથલી લઇને તે કાજીને ઘેર ગઇ, અને તેને આ પ્રમાણે કહ્યું:—કાજી સાહેબ, તમે આ ગામમાં સોથી પરેજગાર માણુસ છો તેથી આ કોથલી હું તમારે ત્યાં મુકીને જાત્રા જાઉં છું, એની અંદર આઠસો મોહર છે તે જ્યાં સુધી હું આવું ત્યાં સુધી તમારી પાસે રાખજો. કદાચને મારો ત્યાં કાળ થાય તેથી હું પાછી ન ફરૂં તો મારા પૈસાનો ઉપયોગ તમારે મન ગમતી રીતે કરજો. કદાચ જો હું હેમખેમ પાછી ફરૂં તો એમને એમ સિક્કાબંધ એ કોથલી મારે સ્વાધીન કરજો. આ સાંભળીને કાજીએ કહ્યું, "બીબીસાહેબ, ઘણું સારૂં. તમા

રે જે કાંઇ મુકી જવું હોય તે બેલાશક મુકી જાઓ. ”
કાતમાં બીબીએ તો કાજીને કોથલી હવાલે કીધી અને
પોતે મક્કે હજ કરવા નીકળી ગઇ.

હવે આ બાંહુએ મોહર ભરી તે વખતે કેવી હીકમત
કીધી તે જુઓ. તેણે દરેક મોહર ઉપર એક એક ઝીણો
કાપ પાડયો હતો આ કાપો એવોતો બારીક હતો કે
હાથમાં લઇને જોતાં તે દેખાયજ નહીં પણ જ્યારે ખરેખર
તપાશ કરીને જુવે ત્યારેજ દેખાય.

હવે એવું બન્યું કે, આ બાઇને મક્કે ગયે પાંચ વરસ
થઇ ગયા એ વખતમાં કાજીની દાનત બગડી. તેણે આઠસો
મોહોર ખાઇ જવાનો વિચાર કીધો. એ મોહોર કેવી રીતે
પચાવી પાડવી તેના વિચારમાં રહ્યા. આખરે તેને એક
યુકિત સુજી. તે યુકિન પ્રમાણે તેણે કર્યું.

હવે તે બાઇ પાંચ વરસે પાછી ફરી. તેણે આવીને કાજી
પાસે કોથલી માંગી. કાજીએ તે કોથલી તરત તેને હવાલે
કરી. પેલી બાઇ તો પોતાનો શીક્કો અનામત જોઇને
ખુશી થઇ. પછી ઘેર જઇને કોથલી ઉખેડી તો અંદરથી
સોના મોહોરને બદલે કેટલાક ત્રાંબાના સીક્કા અને કેટલા
જસતના કટકા નીકળ્યા. આ જોઇને પેલી બાઇ તો ગભ
રાઇજ ગઇ. એમને એમ તે ઉઘાડી કોથલી લઇને તે
પેલા કાજીજીને ઘેર દોડતી આવી. આવીને કાજીને બધી
વાત કહી. આ સાંભલીને કાજીએ કહ્યું, “બાઇ, તારી
કોથળીમાં શું હતું તે કાંઇ મેં જોયું નહોતું. તું જેવી
રીતે રાખી ગઇ હતી તેવીજ મેં તને પાછી આપી. તું

કહે છે કે તારી અંદર મોહોરો હતી, પણ તે કાંઇ મેં દીઠી નહોતી. મેં તો એમજ બંધજ રાખી હતી અને તેવીજ તને હવાલે કીધી. માટે તારૂં તું જાણ !"

કાજીનું આવું બોલવું સાંભળીને પેલી બાઇ ફગશી પડી. તે બોલી, "કાજીજી, મેં મારે હાથે મોહોરો ગણી ને અંદર રાખી હતી. હું ગરીબ માણસ છું, મારી ઉપજીવીકાનો આધાર ફકત એનીજ ઉપર છે બધી નહીં તો અડધી મોહોરો તો પાછી આપો. અરે હું તમને સદગૃહસ્થ જાણી તમારે ભરોસે મુકી ગઇ. તેનો તમે આવો વિશ્વાસઘાત કર્યો."

આ સાંભળીને કાજીજી તો ગુસ્સે થઇ ગયા. તેણે તેને કહ્યું, "તારે વધારે ગડબડ કરવાનું કાંઇ કામ નથી મુંગી મુંગી અહીંથી ચાલી જા. નહીં તો માણસને બોલાવી ધક્કા મરાવી બહાર કાઢીશ. આબરૂ દરકારમાં ચાલીજા."

પેલી બાઈ તો ત્યાંથી નીરાશ થઇને ચાલી નીકળી. પછી બીજે દિવસે દરબાર ભરાઇ ત્યારે તેણે જઇને બાદ શાહ આગળ ફરીયાદી કરી. બાદશાહે તેની વાત બધી સાંભળી લઇને કાજીને બોલાવી મંગાવ્યો. પેલી બાઇએ કહેલી બધી વાત તેને કહી સંભલાવ્યા પછી પુછયુ કે, તે ને શું કહેવું છે.

કાજીએ કહ્યું, "ખુદાવંદ, એ બાઇએ આજ પાંચ વરસ ઉપર મને કોથળી આપી હતી એ વાત ખરી અને જેવી રીતે મને સીફાબંધ આપી ગઇ હતી તેવીજ રીતે

મેં એને પાછી આપી. કોથળીમાં મોહોરો હતી કે છોકરા રમેછે * તે હતા, તે કાંઇ મેં જોયું ન હોતું."

કાજીનું બોલવું સાંભળીને બાદશાહને વહેમ પડયો. તેના નામનું કાજીએ નવું સીલ કરાવ્યું હોય એમ તો બનેજ નહીં. માટે એમાં કાંઇ પણ બીજું કાવત્રું હોવું જોઇએ.

બાદશાહે તે બેઉ જણને જવાની રજા આપી. પછી પેલી બાઇને ઇસારત કરી ઉભી રહેવાનું કહ્યું, કાજીના ગયા પછી તેણે પેલી બાઇને બોલાવીને કહ્યું, " ભલી બાઇ, તારે ફીકર કરવી નહીં. તારા પૈસા થોડા દિવસમાં મેલવી આપીશ. તું તારે ઘેર જઇને સુખે બેશ. "

બાદશાહનું બોલવું સાંભળીને તેને હીંમત આવી, અને કાંઇ પણ હીકમત કરીને બાદશાહ તે મેલવી આપશે એવી તેની ખાત્રી થઇ. તેથી તે સુખેથી જઇને ઘેર બેઠી.

આ વાતને આઠ દશ દહાડા થઇ ગયા પછી એક દિવસે સુતી વખતે બીછાના ઉપર કોઇ ન જાણે તેમ બાદશાહે કાપ મુકયો. પછી બીજે દિવસે જયારે ચાકરે ઊપરનું કપડું કાઢયું ત્યારે તેની નજર તે કાપ ઊપર પડી. આ કાપ જોઇને તો તે ગભરાઇજ ગયો. તેણે તરતજ બીજા ચાકરને બોલાવીને તે કાપ દેખાડયો; તો તેણે કાને હાથ દીધો કે, તે કાંઇ જાણતો નથી. એ પ્રમાણે બધા ચાકરોને એકઠા કર્યા. હવે કરવું કેમ ! બાદશાહને જો આ વાતની ખબર પડે તો દરેક જણને કોણ જાણે શી

* કાંકરા

શીક્ષા થાય. તે ચાકરોમાં એક બુઢો ચાકર હતો તેને એક યુક્તિ સુઝી. તે બોલ્યો, "ભાઇઓ તમે ગભરાઓ મા. એની યુક્તિ મને સુઝી છે. આ ગામમાં એક રફુ કરનાર રહેછે, તે તુણુવાના કામમાં ઘણોજ હુશીઆર છે તે જો આવે તો આ ફાટેલો ભાગ તુણી આપે, તે એવો તો કરશે કે, તેની ઉપર કોઇની પણ નજર પડવાની નથી." તેનું આવું બોલવું સાંભળીને બધા ચાકરોને ધીરજ આવી. પછી તેણે એક જણને નીશાની આપીને મોકલ્યો. તે જઇને પેલા તુણુનારને બોલાવી લાવ્યો.

તે તુણુનારે એવું તો તુણ્યું કે, કોઇને માલમ પડ્યું નહીં. આ જેઇને ચાકરો પણ ખુશી થયા. પછી રાતના જ્યારે બાદશાહ સુવા ગયો ત્યારે પેલા કાપેલા ભાગ ઉપર નજર નાખી તો કાંઈ જણાયું નહીં. સવારના પહોરમાં તેણે ચાકરોને બોલાવી મંગાવીને પુછ્યું કે, ગઇ કાલે આ આ ગાદી ફાટેલી હતી તેનું કેમ થયું.

બાદશાહનું બોલવું સાંભળીને પેલો ચાકર ગભરાઇ ગયો. બાદશાહ તે પામી ગયો. તે બોલ્યો, "તું ગભરાના, તારો વાંક જે કાંઇ હશે તે માફ છે. જે ખરેખરૂં હોય તે કહીદે." ચાકરે વિચાર્યું કે, બાદશાહ બધું જાણે છે તેથી એને કહી દેવું જેઇએ. તે બોલ્યો, "ખુદાવંદ, કાલે બીછાનું સાફ કરતી વખતે કાપ મારી નજરે પડ્યો. મેં તે બીજા ચાકરોને દેખાડ્યો. અમને ધાસ્તી લાગી કે, હવે કરવું કેમ? અમારામાંનો એક બુઢો ચાકર તે વખત હાજર હતો તેણે યુક્તિ બતાવી અને તેમાં અમે ફાવ્યા. આપ

ણા શહેરમાં એક તુણનાર રહેછે તે તુણવાના કસબમાં ઘ ણોજ હુશીઆર છે, તેને બોલાવીને આ ગાદી તુણાવી નાખી. એનાં અંદર કાંઇ અમારો અપરાધ થયો હોય તો માફ કરજો." આ સાંભળીને બાદશાહે તે તુણનારને બોલાવી લાવવાનો હુકમ કર્યો. હુકમ પ્રમાણે તે તુણનારને બોલાવી લાવ્યો. બાદશાહે તેને પુછ્યું, "આ ગાદી તેં તુણી છે?" પેલો તુણનાર નમીને બોલ્યો, "હા, ખુદાવંદ!" બાદશાહે પુછ્યું, "પૈસાની કોથળીને તમે કોઇ વખત તુણી હોય એવું તમને યાદ છે?"

તુણનાર—હા, ખુદાવંદ! આશરે બે વરસ ઉપર એક કાજી પૈસાની કોથળી લઇને મારી આગળ આવ્યો હતો તે મેં તુણી આપી હતી.

બાદશાહ—તે કોથલીની અંદર શું હતું તે તમને માલુમ છે?

તુણનાર—કાંઇક ત્રાંબાના સીક્કા અને જસત વગેરે ના કટકા હતા.

બાદશાહ—તને તારી મજુરીના બદલામાં શું મળ્યું?

તુણનાર—તેણે મને બે મોહોર આપી.

બાદશાહ—તે મોહોરો તેં વટાવી કે હજી એમની એમ રાખીછે?

તુણનાર—ખુદાવંદ, તેમાંની એક મોહોર તો મે વટાવી પણ બીજી એમની એમ રાખીછે.

બાદશાહ—જા ત્યારે તે મોહોર અહીં લઇ આવ.

પેલો તુણનાર મોહોર લેવા ઘેર ગયો અને બાદશાહે પેલી બાઇને અને કાજીને બોલાવી મંગાવ્યા. થોડીવારે પેલો તુણનાર મોહોર લઇને આવ્યો. કાજીએ તેને જોયો કે, તરતજ ફીક્કો પડી ગયો. બાદશાહ આડી આંખે તેની તરફ જોતો હતો તેણે આ ફેરફાર જોયો. બાદશાહે તેની પાસેથી મોહોર લઇને પેલી બાઇને આપીને કહ્યું, "બાઇ તારા કહેવા મુજબ એની ઉપરનો કાપોં દેખાડ." પેલી બાઇએ તીવ નજરથી જોઇને પોતાનો પાડેલો કાપ દેખાડી આપ્યો. પછી બાદશાહે કોથળી લઇને તુણનારને દેખાડી કે, તેં તુણી હતી તે એજ કોથળી કે? તુણનારે કોથલી લઇને બરોબર જોઇ જવાબ દીધો, "હા, ખુદાવંદ, એજ કોથળી !"

બાદશાહ—તેં જે ઠેકાણે એ તુણી હતી તે ક્યાં છે?

તુણનાર—(પોતાનો તુણેલો ભાગ દેખાડીને) જુઓ ખુદાવંદ ! આ રહ્યો તે તુણેલો ભાગ !

બાદશાહે તે જોઇને કહ્યું, "કેમ કાજીજી ! હવે તમે શું કહો છો?

કાજીએ કાંઇ જવાબ ન આપતાં નીચું જોયું. બાદશાહે તરતજ તેને પકડી કેદ કરવાનો હુકમ કર્યો.

પછી બાદશાહે તેના ઘરની જડતી લેવરાવી તો તે બાઈની મોહોરો એમની એમ એક કોથળીમાં ભરી મુકેલી મલી આવી. તે બધી મોહોરો ઉપર નીશાની દેખાઇ. પછી બાદશાહે તેની માલમીલકત જપત કરીને તેને બંદીખાને નાખવાનો હુકમ કર્યો. પેલી બાઇને તેની મોહોરો

હવાલે કરી, ફરીથી એવી રીત રાખી જવાનું ના કહીને રવાના કરી. પેલા તુણનારને તેની હુશીઆરી માટે બીજી બે મોહોરો બક્ષીસ આપી.

## વાત ૧૯ મી

## વિશ્વાસઘાતી મિત્રની વાત.

દીલી શેહેરમાં મોતીચંદ નામનો વાણીઓ રહેતો હતો. તેનો રામદાસ નામનો એક મિત્ર હતો, આ બેઉ જણને અતીશય મિત્રાચારી હતી. ભાઇ કરતાં વધારે હેત તેઓ એક બીજા ઊપર રાખતા, ઘણો ખરો વખત તેઓ બેઉ જણ સાથે ગુજારતા. હવે એવું બન્યું કે, મોતીચંદે જાત્રા જવાની તૈયારી કરી. પોતાની માલ મીલકતની એક ટીપ કરીને તે રામદાસને સોંપી અને દાગીના તેમજ રોકડ ખપ જોગું પોતાની સાથે રાખી બાકીનું તેને હવાલે કર્યું. પછી પોતે કુટુંબ સહીત યાત્રા કરવા સારૂ નીકળી ગયો.

ત વખતે કાંઇ આજના જેવી આગગાડી નહોતી. બળદ કે, ઊંટની ગાડીમાં મુસાફરી કરવી પડતી. મોતીચંદ, કાશી, ગયા, વગેરે મોટે મોટે યાત્રાને સ્થળે જઇને ત્રણ વરસે પાછો આવ્યો.

ઘરમાં આવીને જુએ છે તો દરવાજા અડકાવેલા પડયા હતા તે ઉઘાડયા તો અંદર સરસામાન કાંઇ મળે નહીં. આખું ઘર ખાલી હતું. ઠેકાણે ઠેકાણે ઊંદરો અને

ઘુસોએ વાસ કીધેલો હતો. તેના મનમાં આવ્યું કે, સર સામાન રામદાસ લઇ ગયો હશે, તેથી તેને ત્યાં ગયો. રામદાસ તો જાણે બાર વરસે સામો એ ન મળ્યો હોય એવો દેખાવા લાગ્યો.

મોતીચંદે તેની ખુશી ખુરમીના સમાચાર પુછવા માંડયા તો તેના જવાબ થંડા પાણીના માટલાની જેમ આપવા માંડયા.

જ્યારે મોતીચંદે વધારે આગ્રહ કરવા માંડયો ત્યારે તે બોલ્યો, "તું મારી પાસે તારી માલમીલકત માગવા શા વાસ્તે આવ્યો છે? જેને ત્યાં રાખી ગયો હોય તેને ત્યાં જઇને માગ!"

રામદાસનું આવું બોલવું સાંભળીને મોતીચંદે કહ્યું, "મેં તને મારા માલમીલકત બધી સોંપી હતી તેથી તારી પાસે માગવા આવ્યો છું તેટલા માટે મહેરબાની કરીને મશકરી કરવી મુકીદે અને મારૂં મને આપ એટલે હું ચાલ્યો જાઉં."

રામદાસ—તેં કાંઇ મને આપ્યું નથી. આબરૂમાં ઉઠીને ચાલતો થા નહીં તો ધક્કા મરાવી બહાર કાઢીશ. હું કાંઇ મશકરીમાં બોલતો નથી.

આ સાંભળીને મોતીચંદને અજાયબી તેમજ ખેદ ઊત્પન્ન થયો. થોડીવાર વિચાર કરીને ખેદ યુક્ત, ગદગદીત કંઠે બોલ્યો, "રામદાસ, તને મારો જીગજાન મિત્ર જાણીને મેં બધી માલ મોલકત સોંપી તેના આ ફળ કે? અરે તું કેવો બસો હતો! તને આવી બુધ્ધી કેમ સુજી?

આ વખત તો હું જાણું છું. તારા મનમાં સુવિચાર રાખ. હાથે કરીને વિશ્વાસઘાત શા વાસ્તે માથે લેછે. આ દુનિયામાં તો કદી તું મને નહીં આપે પણ પેલી દુનીયામાં ઇશ્વર તને નહીં છોડે તે યાદ રાખજે. માટે હજીબી વિચાર કરીને મારૂં મને આપી દે."

મોતીચંદ બોલ્યો અને રામદાસની આંખોમાં ક્રોધ આવ્યો. મોતીચંદે જાણ્યું કે, હવે કાંઇ વળવાનું નથી, તેથી નીરાશ થઇને ચાલતો થયો.

પછી ઘેર જઇને તે વિચાર કરવા લાગ્યો કે, મેં મારી માલ મીલકત એને સોંપી હતી તેનો નથી કાંઇ દસ્તાવેજ લીધો કે નથી કોઇ સાક્ષી રાખ્યો તેથી સરકારમાં પણ કાંઇ વલવાનું નથી. બીરબલ સાથે સારી ઓલખાણ છે તેથી તેની પાસે જઇને બધી વાત અથથી તે ઇતી સુધી કહું એટલે તે કાંઇ યુક્તિ કાઢશે અને જો ઇશ્વર ઇચ્છા હશે તો દોલત પાછી મલશે.

પછી બીજે દિવસે તે બીરબળની પાસે ગયો અને બનેલી બધી વાત કહીને તેની મદદ માંગી. બીરબળે તેને કહ્યું કે, તું ચાર દિવસ રહીને આવજે હું તને યુક્તિ દેખાડીશ.

મોતીચંદને મનમાં બીરબળના આટલા શબ્દજ બસ હતા. તેના મનમાં ખાત્રી હતી કે, તેનું કામ પાર પડશે.

બીરબળે બે દિવસ જવા દઇને પછી ત્રીજે દિવસે પેલા રામદાસને બોલાવી મંગાવ્યો. રામદાસના મનમાં ફાળ પડી કે, રખેને તેણે જઇને બીરબળ આગલ વાત કીધી હોય! પણ જો તેમ બન્યું હોય તો પણ તેને કાંઇ

ચીંતા નહોતી કારણ કે, તેની પાસે સહી પત્રી કાંઇ ન હોતું.

હવે રામદાસ જેવો બીરબળને ત્યાં આવ્યો કે, તરતજ આગતા સ્વાગતા કરીને તેને માનથી બેસાડયો. પછી પોતાની પાસે બીજા માણસો આવ્યા હતા તેમને જલદીથી રવાના કરીને તેની પાસે આવ્યો. બીરબળ જાણે તેની અને મોતીચંદની વાત વિષે બીલકુલ અજાણ્યો હોય તે પ્રમાણે વાત કરવા લાગ્યો. વાત ઉપરથી વાત કરતાં તે બોલ્યો, "રામદાસ ભાઇ! મારેને તમારે આજ કેટલા દિવસનો સ્નેહ છે. આપણો સ્નેહ કદી પણ તુટી શકે એવો નથી. હાલ ઇશ્વર ઇચ્છાથી તમારી ઉપર મારો સ્નેહ દેખાડવાનો વખત આવ્યો છે. જાણોતો છોજ કે, એક માણસથી ત્રણ ચાર કામ એકદમ થઇ શકતા નથી. હાલ બાદશાહનો એવો હુકમ થયો છે કે, નાના નાના કજીઆનો ચુકાદો કરવાને વાસ્તે એક અદાલત સ્થાપવી. અને તેની અંદર એક ન્યાયાધીશનું કામ કરવાને મેં તમને લાયક ધાર્યા તે તમારી શી ઇચ્છા છે તે પુછવા વાસ્તે તમને અત્રે બોલાવી મંગાવ્યા છે. જો તમારીથી તે કામ થઇ શકતું હોય તો વિચાર કરીને મને જવાબ આપો." રામદાસ તો આ સાંભળીને હરખાઇજ ગયો. તેના મનમાં ખુશીના ઉભરા આવવા માંડયા. તે બોલ્યો, "દીવાનજી સાહેબ, તે કામ કરવાને હું ઘણોજ ખુશીછું." બીરબળે જવાબ આપ્યો, "ઠીક છે ત્યારે! હું વખત સાંધીને બાદશાહને કાને એ વાત નાખીશ."

રામદાસ તો આ સાંભળીને ચાલતો થયો. રસ્તે ચાલતાં તેના મનમાં અનેક તરેહના તુરંગ ઉઠવા લાગ્યા. ન્યાયાધીશ થયા પછી આમ કરીશ ને તેમ કરીશ.

આ તરફ બીરબળે તેના ગયા પછી મોતીચંદને બોલાવી મંગાવીને કહ્યું, "ભલા મોતીચંદ, તમે આવતી કાલે સવારના રામદાસને ત્યાં જજો, અને તમારી માલ-મીલકત પાછી માગજો જો તે આપવાની ના પાડે તો મારી પાસે ફરીયાદ કરવાની ધમકી આપજો." મોતીચંદ-ને તો કાંઇક આશા આવી.

બીજે દીવસે સવારના પહોરમાંજ રામદાસને ત્યાં ગયો અને પોતાની માલ મીલકત પાછી આપી, મેહેરબા-ની કરવાની આજીજી કીધી. રામદાસની તો એકજ વાત હતી કે, તારૂં મારી પાસે કાંઇ નીકળતું નથી. મોતીચંદે કહ્યું, "ભાઇ રામદાસ, જ્યારે તું કેમે કરતાં સમજતો નથી તો મારે હવે બીરબળ આગળ ફરીયાદ કરવી પડશે."

બીરબળ આગલ ફરીયાદ કરવાનું નામ સાંભળતાંજ રામદાસના તો હોંસ કોશ ઊડી ગયા. તેણે મનમાં વિચા-ર કીધો કે, બીરબલતો ન્યાયાધીશની જગા મને આપવાનું કહેછે તેમાં વલી આ જઇને વાત કરશે તો પંચાત થશે, તથી એને એની માલ મીલકત આપી દેવી જેથી કરીને બીરબલ કાંઇ જાણશે નહીં. ન્યાયાધીશની જગા ઉપર હઇશું તો જેમ તેમ કરીને આટલા પૈસા બે મહીનામાં મેલવી લઇશું. એમ વિચારીને તે બોલ્યો, "ભાઈ મોતી-ચંદ, એ તો હું આટલીવાર તારી મશકરી કરતો હતો. તારી માલ મીલકત મેં એમની એમ રાખીછે તે બેલાશ-ક લઇજા. તારામાં હીંમત કેટલી છે તે હું તપાસતો હતો. જો તું કદી આજે માગવા ન આવ્યો હતો તો હું કાલે

તારે ત્યાં આપવા આવવાનો હતો." એમ કહીને તેની ચીજો તેને દોલત વગેરે હવાલે કીધી. મોતીચંદતો તે લઇને ખુશી થતો ઘેર ગયો. સાંજના જ્યારે બીરબળ કચેરીમાંથી ઘેર આવ્યો ત્યારે તેને મલીને તેનો ઉપકાર માન્યો.

આ તરફ રામદાસ બીરબળના તેડાની રાહા જોતોજ રહ્યા.

રામદાસ સાથે મોતીચંદે પોતાની આગલી દોસ્તી મુકી દીધી. બીરબળે રામદાસને પોતાને ત્યાં આવવાની મનાઇ કીધી, અને જેવી નીષ્ટા રાખીને તેણે પારકો માલ ખાઇ જવાની ધાનત રાખી હતી તેવીજ બરકત તેને મલી. તે કંગાલ હાલતે મુઓ. છોકરાં છૈયાંને બીજાઓએ અન્ન વસ્ત્ર પુરા પાડયા.

---

## વાત ૨૦ મી.

દીલી શહેરમાં બે ભાઇઓ રહેતા હતા. તેમાં મોટાનું નામ ઝવેરચંદ અને નાનાનું નામ માણેકચંદ કરીને હતું. બાપ જે દોલત કમાઇને મુકી ગયો હતો તે શિવાય તેઓ પોતે કાંઇ રળ્યા ન હોતા. તેમના કુટુંબમાં ઘણા માણસો ખાવાવાલા હોવાથી થોડા વરસમાં પૈસો ખવાઇ રહ્યો. ઘરમાં જણુશો લાવવાની તંગી પડવા માંડી, અને જો થોડા દિવસ એમનું એમ ચાલ્યું તો ખાવાના વાખા પડશે એમ બેઉ ભાઇઓને લાગ્યું. હવે કરવું કેમ, તેનો વિચાર કરવા બેઉ ભાઇઓ બેઠા.

ઝવેરચંદ—ભાઇ માણેકચંદ, બાપે આપેલી દોલતતો આપણે ગુમાવી દીધી અને આપણે જે કાંઇ ધંધો કીધો તેમાં પણ ખોટ આવી. હવે તો ખાવાના પણ વાખા પડશે. માટે મારૂં કહેવું એમ છે કે, આપણે બેઉ બહારગામ કમાવા જઇએ અને ત્યાંથી કમાઇને દોલત લાવીએ. તારો જે વિચાર હોય તે જણાવ.

માણેકચંદ—મોટા ભાઇ, જેવો વિચાર તમારો છે તેવોજ મારો પણ છે.

ઝવેર૦—ત્યારે તો વધારે સારૂં. આપણે કાલેને કાલેજ જવાની તૈયારી કરવી.

એ પ્રમાણે મસલત કરીને બેઉ ભાઇઓ ઉઠયા. તેજ દિવસે મુસાફરી કરવાની તૈયારી કરવા માંડી. બે ત્રણ મહીના ચાલે એટલે ખોરાક ઘરમાં લાવી રાખ્યો. અને પરચુટણ ખરચ વાસતે હાથ ખરચી જોઇએ તેને વાસ્તે થોડાક પૈસા આપ્યા. એ ખરચ કરતાં બાકી જે જુજ પૈસા રહ્યા તે લઇને બીજે દિવસે સવારના પહોર-માંજ બેઉ ભાઇઓ રસ્તે પડયા.

દિવસના ચાલતા અને રાત પડે ત્યાં વિસામો લેતા; તેઓ એક ગામમાં આવી પહોંચ્યા. પોતે સાથે લીધેલા પૈસાનાંથી થોડા પૈસા ત્યાં ખરચીને જુજ માલ વેચાતો લીધો અને બીજા ગામડા તરફ નીકલી ચાલ્યા.

ગામ ગામડું આવે ત્યાં તે માલ વેચી, નવે ઠેકા-ણેથી નવો માલ લઇને આગળ ચાલતા. એ પ્રમાણે તે-ઓએ નજદીક એક મહીના મુસાફરી કીધી, તે વખતમાં તેમને નફો પણ સારો મળ્યો.

એક દિવસે તેઓ એક ઘાડા જંગલમાં મુસાફરી કરતા તે વખતે નાના ભાઇને પાણીની તરસ લાગી. મોટો ભાઇ એક ઝાડને છાંયડે ઊભો રહ્યો અને નાનો ભાઇ પાણીની શોધમાં નિકળ્યો. થોડે દુર તે ગયો નહીં એટલામાં તેની નજર પાણીના એક ખાબોચીઆ ઉપર પડી.

પાણી પીને જેવો તે પાછો ફર્યો કે તેની નજર એક કોથળી ઉપર પડી. તેણે તો તરતજ તે ઉચકી લીધી અને ઉઘાડીને જુવેછે તો દર દાગીના અને જવાહીરથી ભરેલી હતી. તેની અંદર બે કીમતી લાલ હતા.

માણેકચંદતો આ જોઇને હરખાઇજ ગયો. તે કોથલી હાથમાં મજબુત પકડીને દોડતો દોડતો ઝવેરચંદ આગળ ગયો અને કોથલી તેની આગલ મુકીને બનેલી વાત કહી. ઝવેરચંદ પણ આટલું જવેરાત જોઇને ખુશી થયો.

તે બોલ્યો, "માણેકચંદ, આ બધું ઝવેરાત લઇને તું ઘર તરફ પાછો જા, અને ત્યાં એ વેચીને વેપાર કર. હું પણ ફરતો ફરતો પાછો ત્યાં આવીશ."

માણેકચંદે કહ્યું, "મોટા ભાઇ, હવે આપણે બેઉજણ પાછા ઘર તરફ જઇએ."

ઝવેરચંદે કહ્યું, "ના હું તો ગામો ગામ ફરીશ. બહાર ગામોમાં ફરવાથી કેટલા ફાયદા થાય છે તે તને હજુ માલમ નથી."

જ્યારે ઝવેરચંદે ના પાડી ત્યારે માણેકચંદે પેલા બે કીમતી લાલમાંથી એક તેને આપવા માગ્યો. ઝવેરચંદે કહ્યું. "ના ભાઇ, એ જોખમ હું મારી સાથે પરદેશમાં ક્યાં રાખું ? તું એ તારી ભાભીને આપજે, તે સાચવી રાખશે."

એ પ્રમાણે ઝવેરચંદે જ્યારે આગ્રહ કીધો ત્યારે માણેકચંદ પાછો ફર્યો અને ઝવેરચંદ આગળ ચાલ્યો.

હવે માણેકચંદ તો દીલીમાં પાછો આવ્યો અને ઝવેરાત વટાવીને મોટો વેપાર કરવા લાગ્યો. પોતાના ભાઇએ કહેલી લાલ આપવાની વાત તો તે ખાઇજ ગયો. તેણે વિચાર કીધો કે, લાલ વિષે જો ભાઇ પુછશે તો કહીશું કે, તેને આપ્યો હતો. જુઓ એણે પોતાના સગા ભાઇ સાથે કેવી નીષ્ટા બગાડી!

બે ચાર વરસે ઝવેરચંદ દેશાવર ફરીને આવ્યો. બેઉ ભાઇઓ એક બીજાને ખુશીથી મળ્યા. સુખ દુઃખની વાતો કરતાં કરતાં ઝવેરચંદે પુછ્યું, " ભાઇ, મેં તને લાલ આપવાનું કહ્યું હતું, તે તેં આપ્યું કે?" આ સાંભળીને લુચ્ચા માણેકચંદે કહ્યું, " હા ભાંઇ, મેં તારા કહ્યા પ્રમાણે ભાભીને આવીનેજ આપ્યું." વિશ્વાસુ ઝવેરચંદે કહ્યું, " બહુસારૂ" । પછી પોતાની સ્ત્રી પાસે લાલ માગ્યો. તો તે બીચારીને શી ખબર હતી કે તે કહે તેણે તો તદન નીરદોષ પણુ દેખાડીને કહ્યું કે, લાલ વિષે તે કાંઇ પણ જાણતી નથી. ઝવેરચંદે તો માણેકચંદને કહ્યું કે, તારી ભાભી તો ના કહેછે. માણેકચંદે કહ્યું, " ભાઇ હું કાંઇ જુઠું બોલતો નથી. ભાભીની દાનત ફરી હશે તેથી એ ના પાડે છે." ઝવેરચંદે તો ફરીથી પોતાની સ્ત્રીને પુછી જોયું, પણ તેની પાસે ન હોવાથી તેણે ના પાડી. ઝવેરચંદ તો ગુસ્સો થઇ ગયો અને પોતાની બાયડીને ખુબ મારી. નીરદોશ છતાં નાહક માર પડયો!

જ્યારે માર પડીને કબુલ ન થઇ ત્યારેજ માણેકચંદ વિષે ઝવેરચંદના મનમાં વેહેમ પડયો. તેણે ફરીથી જઇને બધી વાત કહીને કહ્યું, " જો માણેકચંદ, મેં તો તારી ભાભીને માર પણ માર્યો, અને બીજી અનેક રીતે સમજાવી તે છતાં તેણે સોંગન ખાઇને કહ્યું કે, તેણે લાલને નજરે પણ દીઠો નથી. તેને વિષે મારી ખાત્રી પણ થઇ છે કે, લાલ તેની પાસે નથી. એ લાલ તેં એને આપ્યોજ નથી, અને મફત તું એને ગળે પડે છે." માણેકચંદે ગુસ્સે થઇને કહ્યું, " ત્યારે તમે તમારી બાયડીનુંજ કહ્યું ખરૂં માનોછો નહીં ? હું તમારો ભાઇ જુઠો અને તે સાચી કાં? ઠીકઠીક, એમજ સારૂં લાગે ? "

આ પ્રમાણે માણેકચંદને ગુસ્સે થતો જોઇને ઝવેરચંદના મનમાં પુરી ખાત્રી થઇ.

પછી તે ત્યાંથી બીરબળ આગળ ગયો. બીરબળ કચેરીમાં ઇનસાફ ચુકવતો હતો ત્યાં જઇને તેણે ફરીયાદ કીધી. બીરબળે તેને બેશવાનું કહ્યું. કેટલાક કજીઆ ચુકવ્યા પછી તેણે ઝવેરચંદને બોલાવીને બધી હકીકત જાણી લીધી. તેને એક બાજુ બેસાડીને તેણે તેના ભાઇ માણેકચંદને બોલાવી મંગાવી બધી વાતની તપાસ કરી. પછી તેને બાજુએ બેસાડી ઝવેરચંદની બાયડી જમના ને બોલાવી. તેને વાત પુછતાં તેણે પોતાનું નીરદોશપણું દેખાડયું. પછી માણેકચંદને પુછયું કે, તારા કોઇ શાક્ષી હોય તેને બોલાવ. માણેકચંદને પોતાના સાક્ષીઓના નામ આપ્યા. બીરબળે તેમને બોલાવી મંગાવીને પુછયું કે,

આ બાઇને માણેકચંદે લાલ આપ્યો તે તમે જોયો હતો ? સાક્ષીઓએ કહ્યું કે, તેઓએ જોયો હતો. પછી બીરબળે તેમને દરેકને જુદી જુદી ઓરડીમાં બેસાડ્યો અને દરેકને પાંચ પાંચ તોલા મીણ આપી ને કહ્યું કે, તે લાલ જેવો આકાર આ મીણનો કરી લાવો. થોડી વારમાં તેઓને બહાર બોલાવ્યા.

પહેલાં તો બેઉ ભાઇઓની ગોલીઓ જોઇ તો તેમનો આકાર મળતો આવ્યો પછી પેલા બે સાક્ષીદારોની ગોલીઓ જોઇ તો તેમનો આકાર તદન એક બીજાથી જુદો તેમજ ઢંગ વગરનો હતો. પછી બીરબળે ઝવેરચંદની બાયડીની ગોલી જોવા માંગી તો તેણે તો જેમ મીણ આપેલું હતું તેમજ હાજર કર્યું. મીણ એમનું એમ જોઇને બીરબળે તેનું કારણ પુછ્યું. તે બાઇ બોલી કે, તેણે તેના આખા જન્મમાં લાલ કેવો થાય છે તે દીઠો નથી તો તેનો આકાર તે કયાંથી બનાવી શકે. બીરબળના મનમાં તો ખાત્રી થઇ ગઇ કે, માણેકચંદે પોતાના ભાઈ ને ઠગવાની યુક્તિ કરેલી છે. પછી તેણે પેલા બેઉ સાક્ષીઓને દમ ભરાવી કહ્યું કે, તમે જો સાચું નહીં બોલશો તો, તમને સખત શિક્ષા કરીશ. પણ પેલાઓએ તો માન્યું નહીં. બીરબળે ઇસારત કરીને પોતાના સિપાઇઓને બોલાવ્યા. તેઓ હાથમાં ચાબુક લઇને આવી ઊભા. હવે પેલા સાક્ષીઓ સાચું બોલવાને તૈયાર થયા. તેઓએ કબુલ કર્યું કે, માણેકચંદે તેમને જુઠું બોલવાને શિખવ્યું હતું. બીરબળે માણેકચંદ તરફ જોઇને કહ્યું, “ આ તારા

સાક્ષીઓ શું કહેછે?" માણેકચંદે કહ્યું, "એ લોકો મારની બીકે જુઠું બોલે છે" બીરબળે પુછયું, "જો એ લોકોએ લાલ જોયો હતો તો તરતજ તેના જેવો આકાર કરતે. માટે તુંજ જુઠું બોલે છે." એમ કહીને સિપાઇને ઇસારત કીધી, એટલે સિપાઇએ ચાબુકનો એક ફટકો માર્યો. ફટકો પડતાંજ માણેકચંદે કબુલ કર્યું કે, લાલ તેનીજ પાસે છે. અને તેણે તે કહાડી આપ્યો. બીરબળે તે એ લાલમાંથી એક ઝવેરચંદને આપ્યો અને બીજો સરકારી ત્રીજોરીમાં નાખ્યો. જુઠું બોલનાર માણેકચંદ અને તેના બે જુઠા સાક્ષીદારોને બીરબળે યોગ્ય સજા કીધી.

---

## વાત ૨૧ મી

બીરબળને દીવાનગીરી ઊપરથી ખસેડવાની યુક્તિઓ રચવામાં જ્યારે યવનો નીષ્ફળ થયા ત્યારે તેઓએ એક બીજી યુક્તિ શોધી કહાડી.

બાદશાહનો એક સાલો જે દરબારમાંજ રહેતો હતો તે જો દિવાન થાય તો મુસલમાનોનું ફાવે એમ હતું. તેથી તેઓએ રાણીને પોતાના કામની વચ્ચે નાખવાનો વિચાર કર્યો. જનાનખાના બંદોબસ્ત છતાં રાણીઓના ભાઇઓને પોતાની બહેનોને મલવાની છુટ હતી. તેઓએ શેખ હુસેનખાં નામના સાલાને દીવાનગીરીની આશા આપી, પુરતી રીતે, પોતાની બહેનને કેમ સમજાવવું તે શિખવી મોકલ્યો. હુસેનખાં તો તેમની શિખવણી પ્રમાણે પોતાની

બ્હેન આગળ ગયો અને આ પ્રમાણે બોલ્યો,:—"આપણા મુસલમાની રાજમાં દિવાન હિંદુ હોય તે ઠીક નહીં. અમો બધાને મુર્તી પુજકોના હાથ નીચે રહેવું પડે એ કેવી શરમની વાત છે?" વગેરે તેનું બોલવું સાંભળીને રાણી તો ઘણીજ ઉશ્કેરાઈ ગઇ અને પોતે બધું કામ પાર ઊતારશે એવી ખાત્રી આપીને જવા કહ્યું. રાણીએ મનમાં વિચાર કર્યો કે, દિવાનની પદવી બીજા કોઇને મળે તે કરતાં મારા ભાઇને મળે તો વધારે સારૂં.

પછી એક દિવસે જ્યારે બાદશાહ ખુશી મીજાસમાં તેની પાસે બેઠો હતો ત્યારે તેને કહ્યું, "ખાવીંદ! આપણું રાજ્ય મુસલમાની છે તે છતાં આપણો દિવાન મુર્તી પુજક હિંદુ છે એ ઘણીજ ખરાબ વાત છે. દિવાન હિંદુ હોવાથી આપણી જ્ઞાતીના લોકોને કાંઇ સુખ મળતું નથી મારૂં કહેવું એટલુંજ છે કે, બીરબળને દીવાનગીરી ઉપરથી દુર કરી મારા ભાઇને તેની જગાએ નીમવો જોઇએ. કે તેથી આપણી જ્ઞાતના લોકોને સુખ થઇ તેમને સારી સારી પદવીઓ મળશે. બીરબળ તો જ્યાં ત્યાં પોતાના જાત ભાઇઓને નીમેછે પણ યવનને નીમવાની વાતજ જાણુતો નથી તથી એને દીવાનગીરી ઊપરથી દુર કરવામાંજ સારૂં છે."

તેનું આવું બોલવું સાંભળીને બાદશાહ મનમાં તો સમજ્યો કે, જ્યાં છે ત્યાં એના કાન ભરાયાતે છે બોલ્યો, "તું કહે છે કે, તારા ભાઇને દીવાનગીરી આપવી, પણ તેનામાં અક્કલ ક્યાં છે? તે પોતે બેવકુફ છે અને તેના

બોલવાનું ઠેકાણું નથી. બીરબળ કરતાં સો ગણી ઓછી અક્કલ તેનામાં નથી. રાજ કારભારના ખટલામાં કોઇ કોઇ વખત એવાતો બારીક કામ આવે છે કે, તે તે મારાથી પણ થઇ શકતા નથી, અને તે આ બીરબલ કરે છે. આવા હુશીઆર કારભારીને કહાડી મુકીને તારા બેવકુફ ભાઇને તો હું રાખવાનો નથી." બાદશાહનું આવું બોલવું સાંભળીને રાણીને ગુસ્સો લાગ્યો અને તે વખત વાત પડતી મુકી બે ચાર દિવસ ગયા પછી ફરીથી રાણીએ તે વાત કહાડી, પણ રાજાએ તો આગળના જેવોજ જવાબ આપ્યો. રાણી રીસાઇ બેઠી અને બાદશાહ ત્યાંથી ચાલી નીકળ્યો. બે ચાર દિવસ રહીને ફરીથી રાણીએ તે વાત કહાડી. એ પ્રમાણે રાણીએ જ્યારે ઘણોજ કંટાળો આપવા માંડયો ત્યારે બાદશાહે વિચાર કીધો કે એના ભાઇની હુશીઆરી એને દેખાડું અને પછી એના મનની ખાત્રી થશે. એવો વિચાર કરી રાણીને કહ્યું કે, તેના ભાઇને આવતી કાલે દિવાનની પદવી આપવામાં આવશે. રાણી તો આવું સાંભળીને ખુશીજ થઇ ગઇ, અને પોતાના ભાઇને તે વાત જણાવી. તેણે જઇને બીજા અમીર ઉમરાવોને એ વાત જણાવી..

બાદશાહે બીરબળને એકાંતમાં બોલાવીને કહ્યું કે, તેણે ચાર દિવસ ઘરમાં રહેવું. અને પોતાના મનનો ખુલાશો કર્યો કે, રાણી અને રૈયતને દેખાડવા માગેછે કે, દિવાન કેવો જોઇએ. બીરબળે તે કબુલ કર્યું, અને બીજે દિવસથી દરબારમાં આવવું બંધ કર્યું. બીજે દિવસે

બાદશાહે દરબાર ભરીને દિવાનગીરી પોતાને સાલાને આપી. બીરબળને દિવાનગીરી ઊપરથી દુર કીધો તેથી મુસલમાનો તો ઘણાજ ખુશી થયા પણ હિંદુઓ દલગીર થયા અંદરનો ભેદ કોઇને માલમ ન હોતો.

રાણીનો ભાઇ તો દિવાનની ખુરશી ઊપર ચઢી બેઠો. થોડીવાર સુધી ઇનસાફ ચુકવવા પછી બાદશાહે તેને હુકમ કર્યો કે, ચાર ચીજોની ઘણીજ ગરજ છે, તે આઠ દિવસમાં મલવી જોઇએ. નવા દિવાને તે ચીજો શી હતી તે પુછયું.

બાદશાહે જવાબ આપ્યો, " દેખો, સુનો ! એક તો સબરસ, દુસરા સબજીવ, તીસરા નિમકહલાલ, ઔર ચવથા નિમકહરામ."

દિવાનજીએ તો, "અચ્છા જનાબ" કરીને જવાબ આપ્યો. તણે ગામો ગામ શોધ કરવાને માણસો દોડાવ્યા અને પોતે પણ તપાસ કરવા માંડી, પણ ચારે જણસમાંની એક પણ મળી નહીં. એમ કરતાં આઠ દિવસ તો પુરા થવા આવ્યા. વચમાં ફક્ત એકજ રાત્ર રહી. દિવાનજીએ વિચાર કીધો કે, હવે તો કાલે મરવું પડશે. તેથી તે દિવસે અન્નપાણી કાંઇ લીધું નહીં. રાણીએ વિચાર્યું કે, હવે તેનો ભાઇ ઊગરે એમ નથી, તેથી તેને બીરબળની શરણે જવાનું કહ્યું. પોતાની બહેનના કહેવાથી તે તરતજ બીરબળને ઘેર ગયો અને તેને પગે લાગીને પોતાની બધી હકીગત કહી સંભળાવી. ને કહ્યું કે, ગમે તેમ કરીને આ ચીજો મેલવી આપો મારો જીવ બચાવવો

તમારા હાથમાં છે. બીરબળે તેને આ પ્રમાણે શરણે આવેલો જોઇને કહ્યું, " ભાઇ તું બીતોના. બધી ચીજો હું તને મેલવી આપીશ. પણ તેના એક લાખ રૂપીઆ બેશશે તે લાવી આપ, એટલે તને તારી માગેલી જણસો લાવી આપીશ." નવો દિવાન તો તરતજ ઘેર તરફ દોડયો, અને લાખ રૂપીઆ લાવીને તેનો ઢગલો બીરબલના મોઢા આગલ કર્યો. બીરબળે તે લઇને તેને બંધ કરેલી બે દાબડીઓ આપીને કહ્યું કે, આ બે દાબડીઓમાંની એકમાં સબરસ અને બીજીમાં સબજીવ છે. ત્રીજી અને ચોથી જણસતો આપવા જેવી નથી. તે વિષે બાદશાહ પુછે તો કહેવું કે, તે બીરબળ આગળ છે તે તેને બોલાવી મંગાવો એટલે તે આપશે. એમ કહીને દિવાનને રવાના કર્યો.

પછી બીજે દિવસે બાદશાહે કચેરી ભરાઇ તે વખતે પુછયું, " કેમ દિવાનજી, મારી માગેલી જણસો તમે લાવ્યા છો કે ?" દિવાનજીએ પેલી બે દાબડીઓ બાદશાહની આગળ મુકીને કહ્યું, " હા ખુદાવંદ ! એમાંની એકમાં સબરસ અને બીજીમાં સબજીવ છે. " બાદશાહે તેમાંની એક દાબડી ઊઘાડી તો તેની અંદરથી મીઠું નીકળ્યું, અને બીજી ઉઘાડી તો તેમાંથી પાણી નિકળ્યું. મીઠા વગર રસોઇ મોળી લાગે છે તેથી તે સબરસ કહેવાય છે અને પાણી, એ બધાના જીવનો આધાર છે. આ પ્રમાણે બે જણો જોઇને બાદશાહે પોતાના શાલાને કહ્યું, " આ બે જણસો તમારી મેલવેલી નથી. જયાછે ત્યાં બીરબલનું કામ છે. તેના શિવાય એ જણસો મલવી મુશકેલ છે.

આ તો બે જણસો થઇ, બાકીની બીજી ક્યાં છે?" નવા દિવાનજીએ જવાબ દીધો, "તે બીરબલને આપીછે તે તને કચેરીમાં બોલાવી મંગાવો એટલે તે આપશે." બાદશાહે બીરબળને બોલાવી મંગાવ્યો. તે ઘરમાંથી નિકળીને દરબાર તરફ આવતો હતો એટલા તેને એક કુતરો રસ્તામાં મળ્યો. બીરબળે તરતજ તે કુતરાને પોતાની સાથે લાવેલા કપડાથી બાંધી લીધો, અને તેને પોતાની સાથે કચેરીમાં લઇ આવ્યો. બાદશાહે તેને બાકી રહેલી બે જણસો વિષે પુછ્યું. તણે તરતજ કુતરાને આગળ કર્યો, અને કહ્યું, "સાહેબ, આ ત્રીજી જણુસ! અને ચોથી જણુસ તો આ તમારો જમાઇ, જે તમારી આગળ બેઠો છે." બાદશાહે આ ચારો જણુસોની સમજણુ માગી. બીરબળે જવાબ આપ્યો, "ખુદાવંદ, પહેલીચીજ 'સબરસ' તે મીઠું. મીઠા વગર કોઇ પણુ ચીજ સ્વાદ આપતી નથી. બીજી ચીજ 'સબજીવ' તે પાણી. પાણી વગર જીવમાત્રને ચાલતું નથી. ત્રીજી ચીજ 'નિમકહલાલ' તે આ કુત્રો. કુત્રા જેવું નિમકહલાલ પ્રાણી બીજું કોઇ નથી. એક વખત સુકી રોટલીનો કટકો આપ્યો હોય તો પણ તે ઉપકાર ભુલતો નથી. ચોથી જણુસ 'નિમકહરામ' તે જમાઇ. જમાઇને જોઇએ એટલી ચીજો આપશો તો પણ તે કહેશે કે, સસરાએ કાંઇ આપ્યું નથી. આ પ્રમાણે આ ચારે જણુશો થઇ."

બાદશાહ અને દરબારીઓએ આ ચારે જણુશો કબુલ કરી, અને નવા દિવાન્ પાસેથી દિવાનગીરી લઇને

બીરબળને પાછી આપી. પણ બીરબળના કહેલા 'જમાઇ તેટલા નિમકહરામ' એ બોલો બાદશાહને યાદ આવ્યા કર્યો, તેથી તેણે બીરબળને હુકમ કર્યો કે, આપણા શહેરમાં જેટલા જમાઇઓ છે તેટલા બધાને ફાંસીએ ચઢાવી આપો. બીરબળે તે વખત કહ્યું કે, ખુદાવંદ, ફાંસીના લાકડા ઉભાં કરતાં ખરચ ઘણો થશે. બાદશાહે કહ્યું કે, ખરચ થાય તેની કાંઇ ચિંતા નથી, પણ બધા જમાઇ ઓ એકદમ ફાંસીએ લટકી જાય એમ કરવું. બીરબળે તો હુકમ પ્રમાણે ફાંસીના લાકડા ઉભા કર્યા. આ જોઇને મોટા મોટા વજીર, ઉમરાવો અને સરદારોના જમાઇઓ બીરબળને ત્યાં આવ્યા. અને પોતાનો જીવ બચે એવી યુક્તિ કરવાને તેની પ્રાર્થના કીધી. અને કોઇએ પાંચશો કોઇએ હજાર, એ પ્રમાણે પોત પોતાની ગુંજાસ પ્રમાણે રૂપીઆ તેની આગળ મુકયા. આ બધાનો જીવ બચાવવાને બીરબળે વચન આપ્યો. તેઓ પોતાને ઘેર ગયા.

હવે આ તરફ બીરબળે શું કીધું તે જુઓ. તેણે કેટલીક લાકડાની ફાંસી કરી અને બીજી પંચ ધાતુની બનાવી. તેમાં કેટલીક લોખંડની, ત્રાંબાની, કેટલીક પીતલની, અને એક રૂપાની તથા એક સોનાની તૈયાર કરાવી. પછી બાદશાહને કહ્યું કે, ખુદાવંદ. ફાંસીના લાકડા તૈયાર થયાછે તે જોવા ચાલો. એમ કહીને તેને ત્યાં તેડી ગયો. બાદશાહે બધા લાકડા જોઇને કહ્યું, "અરે બીરબળ, આ લાકડાની ફાંસી ઉપરાંત આ પંચ ધાતુની ફાંસીઓ શા વાસ્તે ઉભી કરી છે?" બીરબળે કહ્યું, "ખુદાવંદ, આ

લાકડાની ફાંસીઓ ગરીબ લોકોના જમાઇઓ વાસ્તે છે ! આ લોખંડની સાવકાર લોકોના જમાઇઓ વાસ્તે છે ! અને આ ત્રાંબા પીતલની. અમીર ઊમરાવ અને સરદારો-ના જમાઇઓ માટેની છે !" બાદશાહે સોના રૂપાની એક એક ફાંસી જોઇ ને કહ્યું. "ત્યારે બીરબલ, આ સોના રૂપાની ફાંસી કોને વાસ્તે છે ?" "ખુદાવંદ. આ સોનાની આપને વાસ્તે અને રૂપાની મારે વાસ્તે છે !" બાદશાહે કહ્યું, "આપણને ફાંસી દેવાની શી જરૂર છે ?" બીરબ-ળે જવાબ દીધો "ખુદાવંદ, આપ આપના સસરાના જમાઇ છો, અને હું પણ મારા સસરાનો જમાઇ છું. તેથી પ્રથમ આપને ચઢાવીને પછી મને ચઢાવશે અને પછી એવા પ્રમાણે વારા ફરતી બધાનો વારો આવશે." બાદશાહ આ સાંભળીને બોલ્યો, "નહીં નહીં, બીરબળ, હવે કોઇને ફાંસી આપવાનું કામ નથી. જે કાંઇ ખરચ થયા તે થયો. હવે એ કામ રહેવા દે." એમ કહીને બાદશાહ મેહેલમાં ચાલી ગયો. એ પ્રમાણે બીરબળે યુક્તિથી બધાના-જીવ બચાવીને લાખો રૂપીઆ મેળવ્યા.

## ત્રીજો ભાગ સમાપ્ત.

---

## ચોથા ભાગની તઇયારી થાય છે.

# જાહેર ખબર

## જ્ઞાન લેવાને જો ચહાતાજ હો તો વાંચો નીચલી ચોપડીઓ

પ્રિય સુજનો, અમારે ત્યાંથી નીચલાં પુસ્તકો વેચાતાં મલે છે તેની અંદર સારી નીતિની શીખામણ મળે એવી વાતોનો સમાવેશ કીધો છે. આશા છે કે, એ ચોપડીઓની એક વખત ભેટ કરશો. કીમત જુજ છે.

| | |
|---|---|
| કરામ રોજ કાસેક | ૦ ૬ ૦ |
| બે જોડીઆ ભાઇની વાત | ૦ ૬ ૦ |
| બાદશાહ અકબર અને દીવાન બીરબલની વારતા ભાગ ત્રણ હરેક | ૦ ૪ ૦ |
| કલ્પીત કથા | ૦ ૨ ૦ |
| વગર માબાપની સમજુ દીકરી. | ૦ ૨ ૦ |
| સતિ સીતા. | ૦ ૨ ૦ |
| સાવીત્રી | ૨ ૧ ૦ |
| માબાપનો ખોટો લાડ | ૦ ૦ ૬ |
| આનંદીબાઇ જોસી | ૦ ૦ ૬ |
| શીલમ માળા | ૦ ૦ ૬ |
| એક બાહાદુર છોડીની વાત આવૃતી બીજી | ૦ ૦ ૩ |
| નાના બાળકપર સાવકી માનો જુલમ | ૦ ૦ ૩ |
| બોદે તપડે | ૦ ૦ ૩ |
| દુ:ખીઆરી કમળા | ૦ ૦ ૩ |
| કંજુસ કાનદાસ | ૦ ૦ ૩ |

| | | | |
|---|---|---|---|
| મુંબ ચોરોનો ફાર્સ | ૦ | ૦ | ૩ |
| ભુતનો ભાઇ | ૦ | ૦ | ૩ |
| બાપ દીકરાનો ઝગડો | ૦ | ૦ | ૩ |
| દશ હજારની અક્કલ | ૦ | ૦ | ૩ |
| બાળ સ્નેહી | ૦ | ૦ | ૩ |
| ઘરેણા માટે જમના વહુનો કજીઓ | ૦ | ૦ | ૩ |
| એક રાજકન્યાની વાત | ૦ | ૦ | ૩ |
| વફાદારીની ખુબી | ૦ | ૦ | ૩ |
| રડતો રાજા | ૦ | ૦ | ૩ |
| નખરોમાદી બૈયર પર સુરો | ૦ | ૦ | ૨ |
| કૃપાળી રૂપસુંદરી | ૦ | ૦ | ૩ |
| હાથના કીધા હૈયે વાગે | ૦ | ૦ | ૩ |
| બુઠી ઘોડી લાલ લગામ | ૦ | ૦ | ૩ |
| કડક કન્યા ને માણેકલાલ પરણ્યા | ૦ | ૦ | ૩ |
| સાસુ વહુની લડાઇ. (આવૃત્તી બીજી.) | ૦ | ૦ | ૩ |
| કચા કાનની ખરાબી | ૦ | ૦ | ૩ |
| બીલી ગામનો પાદખો ભામો. | ૦ | ૦ | ૩ |
| ભુતા ન દેખા હોતો દેખ ભરવાડા | ૦ | ૦ | ૩ |
| ભણ્યા પણ ગણ્યા નહીં. | ૦ | ૦ | ૩ |
| જુગારી બાપનો સમજુ દિકરો | ૦ | ૦ | ૩ |
| પરણેલી છોકરીઓને શીખામણ. | ૦ | ૦ | ૩ |

૩ પઇની ચોપડીઓ અરધા આનાની એક ટીકીટમાં પાંચ ચોપડીઓ મોકલવામાં આવશે.

ઠેકાણું—મુંબઇ પાલવ રસ્તા નાનાશંકર શેઠની ગલી ઘર નંબર ૨૫.

જી૦ કે૦ રાણે૦